

શ્રી અરડેશ્વરો વિજયતે.

# કન્યાવિક્રય નિબંધ.

એક કવિ કહે છે કે:—

આ દેશમાં કૌતક દીઠું, તે સાંભળો દેશી જનો,
બહુ ગાય ખાવે વાછડીને, ધર્મ એ ક્યાંનો કહો?
નિજ દિકરીના દોકડાપર, (કેટલાક) દુષ્ટ હિન્દુ જીવતા.
જાહેરમાં લીલામ કરીને. બાળકીને વેચતા;
બહુ બંક બોલી છે ખરેખર, દેશીઓએ સૌરાષ્ટ્રમાં,
કન્યાતણા મામીસરી, નાટો વટાવે હર્ષમાં.

———:0———

લખનાર

**રા. રા. જટાશંકર હરખજી જોશી.**

જ્ઞાતિબંધુઓને છપાવી ભેટ આપનાર

**રા. રા. જેઠાલાલ આત્મારામ જોશી.**

———

વ્યવસ્થાપક

**શ્રી કરાંચી ઔદીચ્ય ખરેડી બ્રહ્મ સભા.**

**રણછોડ લેન. કરાંચી સિંધ.**

———:0:———

આવૃત્તિ ૧લી. મૂલ્ય અમૂલ્ય. પ્રત ૧૦૦૦.

☞ એક પોસ્ટકાર્ડ લખ્યે મફત મોકલવામાં આવશે.

કરાંચી બંદર રોડ પર "મનોહર" પ્રેસમાં એન. જે. દવેએ છાપ્યું,
કરાંચી રણછોડ લેનમાં [illegible] જોષીએ પ્રગટ કર્યું.



શ્રી ખરડેશ્વરો વિજયતે.

# કન્યાવિક્રય નિબંધ.

એક કવિ કહે છે કેઃ—

આ દેશમાં કૌતક દીઠું, તે સાંભળો દેશી જનો,
બહુ ગાય ધાવે વાછડીને, ધર્મ એ ક્યાંનો કહો?
નિજ દિકરીના શિરકડા પર, (કેટલાક) દુષ્ટ હિન્દુ છવતા.
જાહેરમા લીલાંમ કરીને, બાળકીને વેચતા;
બહુ બક બોલી છે ધરોધર. દેશીઓએ સૌરાષ્ટ્રમાં,
કન્યાતણી પ્રોમીસરી, નોટો વટાવે હર્ષમા.

:0

લખનાર

રા. રા. જટાશંકર હરખજી જોશી.

જ્ઞાતિબંધુઓને છપાવી ભેટ આપનાર

રા. રા. જેષ્ટાલાલ આત્મારામ જોશી.

વ્યવસ્થાપક

શ્રી કરાંચી ઔદીચ્ય ખરેડી બ્રહ્મ સભા.

રણછોડ લેન. કરાંચી સિંધ.

:0:

આવૃત્તિ ૧લી. મૂલ્ય અમૂલ્ય. પ્રત ૧૦૦૦.

એક પોસ્ટકાર્ડ લખ્યે મફત મોકલવામાં આવશે.

કરાચી બંદર રોડ પર "મનોહર" પ્રેસમાં એન. કે. દવેએ છાપ્યું,
કરાચી રણછોડ લેનમાં મૂળશંકર લક્ષ્મણજી આચાર્યે પ્રગટ કર્યું.



ઔદીચ્ય ખરેડી બ્રહ્મ સભાના કારોબારી સમિતીના સભાસદ

શ્રીયુત જેઠાલાલ આત્મારામ જોશી.

# પ્રસ્તાવના.



કન્યાવિક્રયને કયા શબ્દોમાં નિંદુ? ગરીબ ગાય સમી કન્યાનું શુદ્ધ દાન કરવને બદલે તેને લક્ષ્મીના મોહે ધન પ્રાપ્તિનું સાધન બનાવી એ પવિત્ર કન્યા રત્નનું વેચાણ કરવું તે અધમ કાર્ય ગૌહત્યા કરતાં પણ અધિક પાપથી ભરેલું છે

જગત્ જાણે છે, હિંદુ સમાજ સમજે છે કે કન્યાવિક્રયની રૂઢી ભારે અધમ છે—ક્રૂર છે. જંગલી અને નિંદ્ય છે, છતાં તેને નષ્ટ કરવાના પ્રયત્નો ન થાય તે ખરેખર શોચનીય કહેવાય वर्णानां ब्राह्मणो गुरुः—હિંદુ સમાજની ગુરુ સમી ઉચ્ચ ગણાતી બ્રાહ્મણ જ્ઞાતિમાં જ્યારે કન્યાવિક્રય થાય ત્યારે આપણી અધોગતિમાં શું બાકી રહ્યું?

પુરાણા સમયમાં ગુલામ અને ગુલામડીઓને વેચવાની જંગલી પ્રથા હતી તે પ્રથામાં અને આ ચાલુ કન્યાવિક્રયની પ્રથામાં શું તફાવત છે તે હું નથી સમજી શકતો

બ્રાહ્મણ હોય કે ક્ષત્રિય હોય; વૈશ્ય હોય કે શુદ્ર હોય પરંતુ જે કોઇના કુટુંબોમાં કન્યાવિક્રય થતો હોય તે કુટુંબો ચાલુ સમયમાં મનુષ્યરૂપ રાક્ષસી કુટુંબો છે એમ મ્હારી ચોક્કસ માન્યતા છે

આ સબંધમાં એક કવિ કહે છે કે

લઇ દામ દીકરીના જીવે, પણ પેટ નિજ નવ ફેડતા,
કુળ મોટપે મોટા, માગણીને બસ વચના.
લીલાડિ રે નિજપુત્રીનું, એ ધન ફળ કયાંનો હશે?
શી ગત એવા રાક્ષસોના, પાપથી છુટકો થશે

સમાજમાં જ્યાં જ્યાં અધમ રૂઢી ઘર કરે છે ત્યાં ત્યાં તેને સત્વર નષ્ટ કરવા યુવાનોએ તૈયાર થવું જોઇએ.

આવી પાપી પ્રથાને નાબુદ કરવામાં આવા નિબંધો છપાવી મફત વેચાવાની આવશ્યકતા મ્હારી સભાને જણાઇ ઉત્તમ નિબંધ લખનારને રૂ. ૧૦ નું ઇનામ આપવાનું સભાએ બહાર પાડયું ઘણા નિબંધો આવ્યા પરીક્ષક સમિતિએ રા. ભાઇ જટાશંકર હરખજી જોશીનો નિબંધ પાસ કર્યો. મફત છપાવી જ્ઞાતિબંધુઓમાં મફત ભેટ આપવા સભાએ ધાર્યું, પરંતુ સભાની આર્થિક સ્થિતિ સારી નહિ હોવાથી તે સાહસ નહિ થતાં રા. રા. જેઠાલાલ આત્મારામ જોશીએ આ નિબંધ છાપવા રૂ. ૫૦ મંડળને ભેટ કર્યા. સભાએ રૂ. ૧૦૦ ખર્ચી, આ નિબંધની એક હજાર પ્રતો છપાવી જ્ઞાતિબંધુઓમાં વિના કિંમતે ભેટ કરી છે.

આ નિબંધના લેખક રા. રા. જટાશંકર હરખજી જોશીનો હું ઉપકાર માનું છું કે તેઓએ નિબંધ લખવામાં જે વિદ્વતા વાપરી છે તેમજ લખાણમાં જે ખંત અને લાગણીનો ઉપયોગ કર્યો છે તે ખાતે આખો સમાજ તેનો ઋણી છે.

આ નિબંધ છપાવી આપનાર રા. રા, જેષ્ઠાલાલ આત્મારામ જોશી જેતપુરના રહીશ છે. તેઓ અહિંની ઔદિચ્ય ખરેડી બ્રહ્મ સભાની કારોબારી સમિતિના ખંતીલા સભાસદ છે. તેઓએ રૂ ૬૦ આપી જ્ઞાતિમાં આવા ઉચ્ચ સાહિત્યના પ્રચારમાં સહાયતા કરી છે તે બદલ તેનો પણ ઉપકાર માનું છું. જ્ઞાતિબંધુઓ આ નિબંધને પુરતી રીતે સમજપૂર્વક વાંચીને જ્ઞાતિમાં ક્યાંક ક્યાંક થતાં કન્યાવિક્રયને અટકાવવા પુરતો શ્રમ લેશે, એવી આશા રાખું છું. આ નિબંધ કોઈપણ ઔદીચ્ય બંધુઓને સમ્પ્રદાયના મતભેદ સિવાય મફત ભેટ આપવાનો છે તો જેઓને મંગાવવા ઇચ્છા હોય તેઓએ લખી જણાવવું.

લી. જ્ઞાતિસેવક

મૂળશંકર જાદવજી વ્યાસ.

શ્રી કરાચી ઔદીચ્ય ખરેડી બ્રહ્મ સભા ભવન.

રણછોડ લેન, કરાચી. તા. ૧ ૫–૨૫



# કન્યાવિક્રય નિબંધ

## કન્યાવિક્રય.

કન્યાવિક્રય=( કન્યા+વિ=ઉલટું+ક્રય=કરવું ) ધર્મ ને શાસ્ત્રથી નિષિદ્ધ રીતે કન્યાને માટે જે કાર્ય કરવું તે વાચ્યાર્થ. એટલે શાસ્ત્રાજ્ઞાનુસાર કન્યાને લાયક પતિ સાથે યથાશક્તિ કપડાં-લત્તાંથી શણગારી નહિ પરણાવતાં દ્રવ્ય લઇ પરણાવવી તે લક્ષ્યાર્થ. કન્યા વેચનાર કન્યાવિક્રયી કહેવાય છે.

## કન્યાદાન કેવી રીતે દેવું ?

जात्यादि गुण युक्ताय पुंस्त्वे सति वरायच।
कन्यालंकृत्य दीयेत विवाहो वैधसःसतु ॥ ( બૃ. પારાશર )

જાત્યાદિ ગુણથી યુક્ત એવા વરને અલંકાર સાથે કન્યા આપવી તે બ્રાહ્મવિવાહ કહેવાય છે.

आच्छाद्य चार्चयित्वाच श्रुति शीलवते स्वयम्।
आहुयदानं कन्याया ब्राह्मोधर्मःप्रकीर्तित : ॥
( મનુ. અ. ૩ શ્લો. ૨૭ )

વિદ્યા અને સદાચારવાળા માગણી કરનાર એવા નરને સત્કારપૂર્વક બોલાવી કન્યાને લુગડાં-ઘરેણાં પહેરાવી વરનું સન્માન કરીને કન્યાદાન આપવું તેને દૈવ વિવાહ કહે છે.

सहनौ चरतां धर्म, मिति वाचानुभाष्यच।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिःस्मृत : ॥

કન્યા દેતી વેળા તમે બંને જણાં “सहनौ चरतां धर्मम्” એટલે તમારો ધર્મ આચરો, એવું વચન કહીને વર-કન્યાની પુજા કરી વરને કન્યા દેવી તેને પ્રાજાપત્ય વિવાહ કહે છે.

ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुर : ।
गांधर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोधम : ॥
( મનુ. અ. ૩ શ્લો. ૫૧ )

આ આઠ પ્રકારના લગ્નમાંથી ઉપરનાં ત્રણ પ્રકારનાં લગ્ન ઉત્તમ ગણેલાં છે.

## કન્યાદાનનો સંકલ્પ.

मम समस्त पितृणां निरतिशयसानंद ब्रह्मलोकावाप्त्यादि कन्यादानकल्पोक्त पुण्यफलावाप्तये अनेन वरेणास्मत् कन्याया

मृतादायेक्ष्यमाण संतत्या द्वादशावरान् द्वादशापरात्पुरुषांश्च पवित्री-कर्तुं आत्मनश्च श्री लक्ष्मीनारायण प्रीतये ब्राह्मविवाहविधिना कन्यादानमहं करिष्ये ॥

મારા જે સમસ્ત પિતૃ લોકો કે જે અસત્ ગતિને પામેલા હોય તેમના ઉદ્ધારને અર્થે અને બ્રહ્મ લોક કે જે પરમેશ્વરનું ધામ, તેને પામવાને માટે આ વરને હું મારી કન્યા અર્પણ કરૂં છું. એ પુણ્યના પ્રભાવે કરીને મારી બાર પેઢી પ્રથમની અને બાર પેઢી હવે પછી થનારી, તેને પવિત્ર કરવાને માટે તેમ મારા પોતાના આત્માના કલ્યાણને અર્થે; પરમેશ્વરની પ્રીતિ મેળવવા સારૂ બ્રાહ્મવિવાહ વિધિને અનુસરીને હું કન્યાદાન કરૂં છું. વળી કહે છે કે :—

कन्यां कनक संपन्नां कनकाभरणैर्युतां।
दास्यामि विष्णवेतुभ्यं ब्रह्मलोक जिगिषया ॥

સુવર્ણના આભૂષણોએ કરીને યુક્ત એવી આ કન્યા તે વિષ્ણુરૂપ જમાઇને બ્રહ્મલોકની પ્રાપ્તિને અર્થે હું અર્પણ કરૂં છું.

विश्वंभराःसर्वभूत साक्षीण्यःसर्व देवता ः।
इमां कन्यां प्रदास्यामि पितृणां तारणायच ॥

સર્વ ભુત-પ્રાણીના સાક્ષીરૂપ ઇશ્વરને સાંનિધ્ય માનીને અને સર્વ દેવતાઓની સાક્ષીએ મારા સમસ્ત પિતૃઓના ઉદ્ધારને અર્થે આ કન્યાનું હું તુંને (જમાઇને) દાન આપું છું.

## કન્યાદાનથી પુણ્ય.

दशपूर्वान् परान् वंश्यान् आत्मानं चैक विंशकं।
ब्राह्मीपुत्रः सुकृतकृन्मा च येदेनसः पितृन् ॥

(મનુ. અ. ૩ શ્લો. ૩૭)

બ્રાહ્મવિવાહથી ઉત્પન્ન થએલો પુત્ર સારાં કર્મ કરે તો દશ પેઢી થઇ ગએલી અને દશ પેઢી થનાર તથા એકવીશમો પોતે એમ એકવીશ પેઢીને પાપમાંથી મુક્ત કરે છે.

नैवेशिकं स्वर्णधुर्यं दत्वा स्वर्गे महीयते ॥

(યાજ્ઞ. અ. ૨ શ્લો. ૧૦)

અર્થ—ગૃહસ્થાશ્રમ માંડવા માટે કન્યાનું દાન, સુવર્ણનું દાન, તથા બળદનું દાન દેનારો સ્વર્ગમાં સુખ પામે છે.

कन्यां येतु प्रयच्छंति यथा शक्त्या स्वलंकृताम्।
ब्रह्मदेयां द्विजश्रेष्ठ ब्रह्मलोकं व्रजंतिते ॥
कन्यादानं तु सर्वेषां दानानामुत्तमं स्मृतम्।

(અગ્નિપુરાણ.)

હે બ્રાહ્મણશ્રેષ્ઠ! જેઓ કન્યાને સારી રીતે શણગારી બ્રાહ્મ નામના વિવાહમાં શક્તિપ્રમાણે તેનું દાન કરે છે, તે બ્રહ્મલોકમાં જાય છે. કારણ કે સર્વે દાનોમાં કન્યાદાન એ એક ઉત્તમ દાન કહેવાય છે.

अद्भिरेव द्विजात्याणां कन्यादानं विशिष्यते ।

(મનુ અ ૩ શ્લો ૩૫)

વરના હાથમાં માત્ર પાણીની અંજલિ મૂકીનેજ કન્યાદાન આપવું તે સૌથી ઉત્તમ પક્ષ ગણેલો છે.

क्रीडंति पूर्वजातस्य स्वर्गे प्रमुदिताःकिल ॥

એ રીતે કન્યાદાન આપનારના પૂર્વજો અનંત કાળ સુધી સ્વર્ગમાં રહી આનંદ પામે છે.

આ રીતે કન્યાદાન અને તેથી થતાં પુણ્યનો મહિમા ધર્મશાસ્ત્રોમાં વર્ણવ્યો છે માટે તેને અનુસરી કન્યાદાન દેવું એ દ્વીજોની ફરજ છે

## કેવા વરને કન્યાદાન દેવું ?

कुलं श्रुतं धनं रूपं वयश्चद्विगुणं स्वत: ।

परीक्ष्यच सुतां दद्यात् नान्यथाच कदाचन ॥

(નીતિશાસ્ત્ર)

કુળવાન, શાસ્ત્ર ભણેલો, ધનવાન, રૂપવાન, અને કન્યાથી બમણી ઉમર વાળો, નપુંસક નહિ, રોગી નહિ એવા વરની પરીક્ષા કરીને કન્યા આપવી.

કહ્યું છે કે:—

કવાલી—હોઇએ જે દુબળા ઘરમાં, વિવેકાઇ સજ્જન વરમાં,
કરી ગૌ ભેટ પૈસાને, સુકન્યા દાન આપોને.

ગરીબ પણ સજ્જન વરને કન્યા આપી હશે. તો ત્યાં સુખી થઇ બાલીઓને આશીર્વાદ દેશે. માટે પરિસ્થિતિનો વિચાર કરી લાયક વરને દાન દેવું.

બીજે સ્થળે શાસ્ત્રમાં કહ્યું છે કે:—

શાર્દુલ.

विद्याशौर्य धनाश्रयो गुणनिधिःख्याता युवासुंदर: ।
साचार:सुकुलोद्भवो मधुरवागदाता दयासागर: ॥
भोगी भूरिकुटुम्बवान्स्थिरमति: पापार्तिहीनोबली ।
जामाता परिवर्णित: कविवरै रेवंविध:सत्तम: ॥

જે પુરૂષ વિદ્વાન, શૂર, સંપત્તિવાન, ગુણનો ભંડાર, કીર્તિવાન, વયે જુવાન, સ્વધર્મના અનુષ્ઠાનવાળો, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલો, મધુર વચન બોલનાર, દયાનો સમુદ્ર, શક્તિ અનુસાર દાન ધર્મ કરવાવાળો, સ્થિર બુદ્ધિવાળો, પાપ અને દરિદ્રતાથી રહિત, બળવાન એવા ગુણવાળા જમાઇને કવિ લોકોએ શ્રેષ્ઠ ગણેલો છે. વળી કહે છે કે:—

**मूर्ख निर्धन दूरस्थ शूर मोक्षाभिलाषिणां।**
**त्रिगुणाधिक वर्षाणां न देया : कन्यका बुधै : ॥**

મુર્ખ, નિર્ધન, બહુ છેટે રહેનાર, શૂરા, મોક્ષની ઇચ્છા રાખનાર, (સંસાર વિરક્ત) અને ત્રણગણાં વરસ કરતાં વધારે ઉમરવાળા, એવા વરને સમજુ માણસોએ કન્યા આપવી નહિ.

## કેટલીક નાતોમાં દેશ શા સારૂ લે છે?

જ્ઞાતિજનનો વહેવાર, ધંધો તથા દેશ કાળ વગેરેનો વિચાર કરીને અમુક રકમ વરવાળા તરફથી કન્યાના વાલીને આપવાનો રિવાજ છે કેમકે તેટલી રકમથી કન્યાને પરણાવવાનો ખર્ચ પૂરો પડી રહેવા અર્થે દેશ લેવાનો ચાલ છે. જેથી તદ્દન ગરીબ હાલતવાળા શખ્સને કન્યા પરણાવતી વખતે અટકી રહેવું ન પડે, તેમ પૈસો વધે પણ નહિ કે તેનો બીજો ઉપયોગ થાય. કદાચ ટુંકા ખર્ચમાં કામ થાય અને પૈસો વધે તો તે કન્યાને કર-કરિયાવરના ઉપયોગમાં લેવાઇ જાય છે; ત્યારે આપણી જ્ઞાતિમાં ખાસ ઇરાદા પૂર્વક પોતાના પાપી પેટના ખાડા પૂરવા ખાતરજ પુરૂષાર્થહીન પણ ચેવડવાળા જનો પૈસા લે છે.

## બ્રાહ્મણજન્મની મહત્તા ને ફરજ.

આપણે ઉત્તમોત્તમ આદર્શયુક્ત—ચારિત્ર્યવાન ઋષિ-મુનિના પુત્રો છીએ એવું ગૌરવ રાખતા હોઇએ, તેમના લોહીનું એક પણ પરમાણુ આપણા દેહમાં હોય, અને જો એવું આપણે માનતા હોઇએ તો; ત્યાં સુધી કન્યા વેચવા જેવું અધમ કર્મ કરવું ન ઘટે અને જે તેવાં કૃત્યે કરનાર છે તેમને સદ્બોધ, સતશાસ્ત્રના આધાર અને જ્ઞાતિના ધારાધોરણરૂપી શસ્ત્રોથી સામા થઇ વિહિત માર્ગે વાળવા કટિબદ્ધ થવું ઘટે છે કહ્યું છે કે:—

**उत्पत्तिरेव विप्रस्य मूर्ति धर्मस्य शाश्वति।**
**स हि धर्मार्थमुत्पन्नो ब्रह्म भूयाय कल्पते॥** (મનુ.)

બ્રાહ્મણનો જન્મ એજ કોઇ ધર્મનો અખંડ અવતાર છે. કારણ-બ્રાહ્મણ ધર્મને અર્થે તથા મોક્ષે પહોંચાડવાને માટે કરીનેજ ઉત્પન્ન થએલા છે.

**ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते।**
**इश्वर : सर्व भूतानां धर्म कोशस्य गुप्तये॥** (મનુ.)

બ્રાહ્મણ જન્મે ત્યારથીજ તે પૃથ્વી ઉપર શ્રેષ્ઠ ગણાય છે સર્વે પ્રાણી, વર્ણ, જાતિ અને ધર્મનો એ અધિષ્ઠાતા છે. વળી ધર્મ રૂપી ભંડારનું રક્ષણ કરવાનું કામ પરમાત્માએ બ્રાહ્મણોને સોંપેલું છે.

**शमो दमस्तप : शौचं, क्षांति रार्जवमेवच।**
**ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम्॥**
(ગીતા. અ. ૧૮ શ્લોક ૪૨.)

મન વશ રાખવું, ઇંદ્રિયો વશ રાખવી, તપ, શરીર અને મનની શુદ્ધિ; ક્ષમા, કુટિલતાથી રહિતપણું, વેદનું જ્ઞાન, કર્મકાંડમાં કુશળ, આસ્તિકપણું એ સ્વાભાવિક બ્રાહ્મણનું કર્મ છે. આવું શ્રીકૃષ્ણચંદ્રનું શ્રીમુખનું વચન છે આપણા પૂર્વજોમાં આ બધાં આચરણો હતાં. અત્યારે કેટલેક અંશે તેનો લોપ થતાં હૃદયમાંની પવિત્રતા જતાં અજ્ઞાનનો વાસ થયો છે.

બ્રહ્મનું જ્ઞાન મેળવે તે-બ્રાહ્મણ; રાજા કરતાં માનમાં મોટા તે—મહારાજ કે મહાત્મા; પૃથ્વી પરના હાલતા ચાલતા કે જીવતા પ્રત્યક્ષ દેવ તે-ભૂદેવ. જેવા કે :- અગસ્ત્ય, ભૃગુ, ગૌતમ, દુર્વાસા, ભારદ્વાજ અત્રિ, વસિષ્ઠ, યાજ્ઞવલ્કય વગેરે હતા, તેમના આપણે વંશજો છીએ. એ માંહિના કન્યા વેચનારા જોડે બ્રાહ્મણ, મહારાજ અને ભૂદેવની સંજ્ઞા કેમ જોડાય?

## કન્યા વિક્રય કરવાનું કોઈ પ્રમાણ નથી.

કોઇ નાત, ધર્મ કે શાસ્ત્રમાં કન્યા વિક્રય કરવાની આજ્ઞા નથી. ફક્ત દેખાદેખી છે હરામ ચસડકો છે. તે મનુષ્ય વિક્રયમાંથી ઉદ્ભવેલો છે. સ્ત્રી તથા પુરૂષને વેચવાં તેને મનુષ્ય વિક્રય એટલે **ગુલામગીરી** કહે છે. આગળ નિરાધાર, અશક્ત અને જંગલી હાલત ભોગવતાં મનુષ્યોનાં જબર જસ્ત પ્રજામાં વેચાણ થતાં. આ રીતે વેચાનારા ગુલામ કહેવાય છે. કાયદે કરી આ ચાલ ના. બ્રિટિશ સરકારે બંધ કર્યો છે. પણ જ્યાં સુધી અનેક કોમોમાં કન્યા તથા વરવિક્રય થાય છે ત્યાંસુધી તે ચાલ પુરો અટકાવ્યો ન કહેવાય, પણ જે રીતે નાત જાતના રીવાજને ઠોકરે મારી (અવગણના કરી) સતી થવાનો ચાલ બંધ પાડયો છે, તેમ કન્યા વિક્રય બંધ કરવાની જરૂર હતી. આવુ ન થવાથી નાની મોટી જ્ઞાતિઓમાં કન્યા વિક્રયથી થતી ગુલામગીરીઓ પ્રવર્તેલી મોજુદ છે.

કન્યાવિક્રય વાજબી હોય તો બીજી વસ્તુની પેઠે તેનું જાહેરમાં લીલામ થાય, પણ તેમ ન થતાં ગુપ્ત રીતે નાણાં લેવાય છે.

હિંદુલૉ તે મનુસ્મૃતિનો અનુવાદ છે. ચાતુર્વર્ણ્ય તથા રાજા—પ્રજા સમસ્તે માન્ય રાખેલ ગ્રંથ છે આગળ કહ્યા મુજબ મનુષ્ય વિક્રય બંધ છે. પણ કન્યા વિક્રયને સામાજીક બંધનમાં ગણવાથી કાયદામાં તેને સ્થાન આપ્યું નથી. માટે કન્યા વિક્રયી દોષ મુક્ત છે તેમ માનવું ભૂલ ભરેલું છે. તે તો નૈતિક અધઃપાત છે કાયદા કરતાં રીવાજ અને તેથી પ્રમાણ ભૂત શાસ્ત્રો બળવત્તર છે. ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે કે :—

**तस्माच्छास्त्रं प्रमाणंते, कार्याकार्ये व्यवस्थितौ ।**

**ज्ञात्वा शास्त्र विधानोक्तं, कर्म कर्तु मिहार्हसि ॥**

શાસ્ત્રનાં વિધિનિષેધનાં વચનોનો અશ્રદ્ધા પૂર્વક પરિત્યાગ કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારો પુરૂષ આલોકનાં તથા પરલોકનાં સર્વ

પુરૂષાર્થોથી ભ્રષ્ટ થાય છે. તેથી કલ્યાણ ઇચ્છનારે કરવા યોગ્ય અને ન કરવા યોગ્યની વ્યવસ્થામાં કેવળ શાસ્ત્રજ પ્રમાણ રૂપ છે, તેમ માની શાસ્ત્રે વિધાન કરેલું કર્મ કરવું જોઈએ. માટે શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં કર્મ ત્યાજ્ય છે, તેથી સમજથી દરેક નાતે પોતપોતાના ગોળમાં કન્યા વેચાણનો અટકાવ કરવો રહ્યો. આમ અનેક નાતવાળા કાંઇપણ નિયમે તેમ કરતા જોવામાં આવે છે. ત્યારે એક ખરેડી નાતજ તે કાર્ય અટકાવવાથી વિમુખ થઇ બેઠી છે. કન્યા વિક્રયથી અધઃપાત થનો જોઇ નાત તે રીવાજ ન છોડાવે તો તેમાં નાતની નિર્બળતા છે તેથી મનુનાં વચન અસત્ય કરતાં નથી. આપણી નાતમાં કન્યા વિક્રયની શરૂઆત પા સદી થયાં થઇ છે. અને છેલ્લાં પાંચ વરસમાં તે વિશેષ પ્રમાણમાં છે.

જે કાર્યથી લજ્જા, ભય અને કંપ થાય તે પાપનું કર્મ છે. એવાં કર્મનું નિકંદન કાઢવું જોઇએ.

## કન્યાવિક્રય ક્યારથી શરૂ થયો?

આપણી જ્ઞાતિમાં સાટાંનો રીવાજ વેદ ને પુરાણના સમયનો નથી. ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં આપણી ખરેડી જ્ઞાતિનો સમાવેશ હતો. એટલે બહોળું કુટુંબ હતું. તેથી ઝાલાવાડીની પેઠે લાયક વરને કન્યા અપાતી. ઝાલાવાડી બ્રાહ્મણમાં ઘણો ભાગ ગરાસ ખાનારો છે, તે રજપુત ગરાસીયાના સમાગમમાં આવેલો છે. એથી તેની દેખાદેખીએ તે જ્ઞાતિમાંનો કેટલોક ભાગ (કન્યાને વાલીની ત્રેવડ અનુસાર જે કપડાં લત્તાં કે દર-દાગીના મળે તેથી સંતોષ નહિ માનતાં વધારે લેવાની આશાએ અને વરની સહેજ અછતને પરિણામે લોભમાં પડી) વરવિક્રય કરવા લાગ્યો છે.

આપણો એક ભાગ શિહોર, અને ખરેડીમાં આવી વસ્યો આ રીતે જુદા પડવાથી જ્ઞાતિ સમુદાય ઓછો થયો હવે કનિષ્ઠ વર્ગ પોતાની કન્યા મધ્યમ કે ઉત્તમ વર્ગના બ્રાહ્મણને આપવા ઇચ્છે તો અપાય, પણ ઉત્તમ વર્ગ (વધારે કુળવાન, પણ ધનવાન તો નહિજ) પોતાની કન્યા કનિષ્ઠ વર્ગમાં ન આપે, તેથી કનિષ્ઠ વર્ગના વર વર્યા વગરના રહે; આવા વિચારથી સામ-સામાં એટલે સાટાંનો રિવાજ શરૂ થયો.

બ્રાહ્મણોની આજીવિકાનો આધાર ધર્મના રક્ષક તરીકે (પ્રકરણ ૬માં લખ્યાપ્રમાણે) અન્ય વર્ણ પર હતો. હાલના જમાનામાં તેમાં શિથિલતા આવવાથી બીજા ધંધા અને નોકરીથી ઉપાર્જન કરવા લાગ્યા. વળી અસંતોષ વધ્યો, પોતાનું જાત્યાભિમાન ચુકયા, શરમ-મરજાદ ગઇ, બ્રાહ્મણ થઇ કન્યા વેચે તો અન્ય વર્ણમાં પોતાની સાખ ઘટે, એ વાત યજમાનમાં પ્રસરે, તો રોજી બંધ થાય; એ બધો ભય ટળ્યો. બીજે પક્ષે નાતમાં બંધારણ નહિ, સૌ સૌના ઘરના સુખત્યાર થયા. આચાર, ધર્મ-કર્મ છોડયાં; તેથી અંતઃકરણ મલિન થયું, પાપી વિચારો પેઠા, કન્યા વેચવાના વિચારોએ વાસ કર્યો, થોડી શરૂઆત થઇ. પ્રથમની શરૂઆતે કોઇ રોકનાર ન મળ્યું.

એટલે એ કાર્ય વિરૂદ્ધ સ્વરૂપ ધારણ કરતું આગળ વધે જાય છે.

## સાટાંનો ચાલ હાનિકર છે.

વાકૂદાનથી થએલાં સગપણ તુટે છે. તે આ સાટાંના રિવાજને આભારી છે. કન્યાને અનેક સંકટો સહન કરતાં નિહાળીએ છીએ. ગૃહસ્થની કન્યા નીચેની પંક્તિવાળાને ત્યાં જાય; ને કબક વધારે દર-દાગીના કે કપડાં લઈ જાય, તેવાં ગરીબની કન્યા ન લાવે તેથી, તથા તેડવા મુકવામાં કંકાસ વધે છે, નિર્દય સાસુ કન્યાને મેણાં-ટોણાં ને કામ-કાજના ભારથી દબાવી મારે છે. તેને તેનાં મનુષ્ય-ધર્મનું જરાએ ભાન રહેતું નથી.

સાટાં કરવામાં જેટલો સ્વાર્થ દીકરીનો જોવાય છે તેટલો દીકરાનો જોવાતો નથી. પરિણામે દીકરો-દીકરી બંને કફોડી સ્થિતિમાં મૂકાય છે. કજોડાં થાય છે. કુટુંબ કલહ વધે છે

કન્યા આપી, કન્યા લેવી; તે માલને બદલે માલ લીધો ગણાય. અને પૈસા આપી કન્યા લેવી તે રોકડેથી વેપાર કર્યો કહેવાય. જેથી બને ક્રિયામાં લાંબો ફરક નથી માટે આ રિવાજ અત્યારના દેશ-કાળને અનુસરી જોતાં ઘણો હાનિકારક છે. માટે તેનો પણ ક્રમશ: સર્વથા નાશ કરવો ઘટે છે.

## કન્યાવિક્રય કેમ કરવો પડે છે?

अ. કન્યાવિક્રયને પોષનારા કહેવાતા કેટલાક શ્રીમંતો છે. તેઓની સંખ્યા જૂજ છે. આપસઆપસમાં કન્યા લેવા-દેવા જેવું સ્થળ ન હોય ત્યારે; એક પત્ની હોય પણ પ્રજાનો અભાવ હોય ત્યારે; પ્રજા હોય અને પત્ની ન હોય ત્યારે; તન-મનના ચેન ભોગવા, વિલાસી વૃત્તિને તૃપ્ત કરવા માટે મન માન્યા દામ આપી ગમે તેવા હલકા કુળની કન્યા ઘરમાં બેસાડે છે.

જેમ માંસ વેચનાર અને માંસ લેનાર બંને પાપના ભાગી છે, તેમ કન્યા લેનાર અને વેચનાર બંને પ્રભુના દરબારમાં સરખા જવાબદાર છે.

ब. સૂક્ષ્મ દૃષ્ટિથી જોઈએ તો પ્રતીત થશે કે વિધવા અથવા જેને નાણાંની ભીડ છે; છતાં જેને પોતાના ખાનદાનની પરવા છે, તેના કરતાં નાણાંનો અભખરો ધરાવનારા, જેને નાત-જાત કે કુળનું અભિમાન તથા શરમ નથી; તેવાજ તે કૃત્ય કરે છે.

क. ના. ગાયકવાડ સરકારે બાળલગ્નો અટકાવવા માટે તેર વરસની પૂરી ઉમરે કન્યા પરણાવવાનો ધારો ઘડયો છે તેમનો ઉદ્દેશ એકજ હોઈ શકે છે કે, કન્યા પોતે સમજી શકે કે, મારૂં વેચાણ થાય છે કે દાન થાય છે. હું કેવા પાત્રના હાથમાં સોંપાઉં છું! તાત્પર્ય કે લાયક ઉમરની કોઈક કન્યા પોતાનું લીલામ થવા દેતી નથી. ત્યારે આપણી કોમમાં

કેટલાક કન્યાને બાળવયમાં પરણાવી દે છે, તેને અટકાવવા બાળલગ્ન ન થવા દેવા નાતે બંદોબસ્ત કરવો; એથી કન્યાના વેચાણ થતાં કેટલેક અંશે અટકાયત થશે.

૬ નિષિદ્ધ દાન લેવાં, સૂતિકાનું, પ્રેતનું, અને કર્મ વિહીન થતા ચાંડાળ જેવાનું ભોજન લેવું, ધંધામાં અપ્રમાણીક રહેવું; કુસંપ, રાગ, દ્વેષ વગેરેથી બુદ્ધિભ્રષ્ટ થતાં, ધર્મનો માર્ગ છોડતાં, અંતઃકરણ મલિન થતાં; તેમાંથી કન્યાવિક્રય કરવાના વિચાર ઉદ્ભવે છે. એવા પ્રત્યે ઉક્તિ છે કેઃ—

શાર્દૂલ.

પાળી પોષી પ્રિય પુત્રી હરખથી, હૈયે રમાડી સદા,
માને ના કદી કહે કોઇ શીખ જને, વેંઠ પછી આપદા;
પાપી પિતા ઉત્તમ જન્મ ધરીને, ઔદાર્ય ના લાવતા.
આ બાળાનો શો અપરાધ અરેરે, પૈસા લઈ આપતા.

માટે બંધુઓ! સમજો, દયા લાવો, વિક્રય અટકાવો, નહિ તો બ્રાહ્મણપણાનું માન છોડો. આપણને બીજી નાત આગળ નીચું જોવું પડે છે.

## કન્યાવિક્રયથી જ્ઞાતિની થતી અધોગતિ.

**(૧) ગરીબના વરની હાલત**—પચીશ-ત્રીશ વરસ અગાઉ આપણી નાતમાં શહેર અને ગામડાંનાં દરેક કુટુંબ લગભગ સરખી સ્થિતિવાળાં આબાદ તથા ખાનદાન ગણાતાં. તેથી ત્યાં સુધી કન્યાનાં સાટાં કરવામાં મુશ્કેલી પડતી નહિ. ત્યારબાદ મૂળ ધંધો છોડી કેળવણીના પ્રભાવે કેટલાક શ્રીમંત થઈ ગયા. શહેરમાં વસવા માંડયા. તેઓ કુળવાન અને મોટાઇમાં ખપવા લાગ્યા. એ વર્ગે પોતાની કન્યા ગરીબ પણ કુળવાનમાં તથા ગામડામાં આપતાં પોતાની શ્રેષ્ઠતામાં ગાબડું માન્યું; તેથી પૈસા ખર્ચી કન્યા પરણવા લાગ્યા; તેટલી કન્યાની ખોટ ગરીબ વર્ગમાં પડવા લાગી. તેને પરિણામે ગરીબના છોકરા સામાન્ય કેળવણી પામ્યા હોય, છતાં નાણાં તથા કન્યા દેવાને અભાવે કુંવારા રહેતા જોવામાં આવે છે, તેથી તેઓ સ્વચ્છંદી અને દુરાચારે ચઢે છે.

**(૨) કન્યાની દશા**:—વેચાણ કન્યાને શ્રીમંત પતિ તરફનું (પ્રેમમાં મુગ્ધ થવાથી) માન મળે છે. તેથી "ભુખની છોકરી ભભ્ભ્રમાં પડી" તેમ વિલાસી, ગર્વીષ્ઠ ને સ્વચ્છંદી બને છે. લાજ મર્યાદ છોડે છે. માતા પિતા કે અન્ય વાલીને માન-પાન આપતી નથી.

બીજી બાજુ વેચાણ કન્યા અશિક્ષિત ને નમાલી હોય તો શ્રીમંતના ઘરમાં ગુલામી દશાને અનુભવે છે. વર મોટી ઉમરનો સ્વાભાવિક રીતે હોય છે. આગલા ઘરની પ્રજા હોય છે. તે બધાંનો સંસાર કંકાસ-ક્લેશમાં વ્યતીત થાય છે. ધણી મરે તો નાની વયમાં વિધવા થાય છે.

પાલક વગર દુરાચરણે ચઢે છે, ઉંચ કુળનો અંત આવે છે, લક્ષ્મીનો નાશ થાય છે, નીતિનો ભંગ થાય છે, કુળ અને નાતને કલંક લાગે છે.

કજોડાં વધે છે. વ્યભિચાર પ્રવેશ કરે છે. એ રીતે સંસાર અને જ્ઞાતિ સમાજના ચાલતા નિર્મળ પ્રવાહને કન્યાવિક્રય રૂપી મગરમચ્છ ડોળી નાંખી સ્વચ્છતાનો નાશ કરે છે.

**(૩) કન્યાના પિતાનું અવલોકન કરીએ:—**કન્યા લેનારા શ્રીમંતો ગરીબ સસરાની આમન્યા રાખતા નથી. તેને એક મિલ્કત વેચનારા સમજે છે. છતાં, સસરાજી મનમાં ફુલાય છે કે વાહ! હું કેવા ખાનદાન જમાઈરાજનો સસરો છું? પણ જમાઈને ત્યાં જતાં તેના ઘરનું ચાકરના જેવું કામકાજ કરતાં તેને શરમ પણ લાગતી નથી શરમ ક્યાંથી હોય? કેમકે બુદ્ધિ, વિચાર, વિવેક અને હૃદયને નેવે મુકીને તો કન્યા વેચી છે.

કન્યાનો પિતા પૈસા મળવાથી શ્રીમંતોમાં ભળવા મથે છે "જાનમાં કોઈ જાણે નહિ ને હું વરની ફુઈ" એ રીતે તીરસ્કાર છતાં વળગતો જાય છે.

**(૪) દુઃખી બાળાનો પોકાર:—**સાધારણ સ્થિતિના મુરતીયા કુંવારા હોય, પણ ઘરમાંથી સામી કન્યા દેવા ન હોય ત્યારે કન્યાને વેચાતી આણી ઘર ખાલી કરી નુકે છે. આવી પ્રેમ દશાનો વર મંડપમાં પરણવા બેસે છે. સાસુજી થાળ ભરી હરખાતાં–મલકાતાં કંસાર પીરસવા આવે છે, ત્યારે સમજુ કન્યા શું કહે છે? માતા! "મારે તો હવે થાળમાં કસાર જમવાને સ્થાને ઠીબકામાં જમવાનો સમય છે, તે થાળ તો તારે માટે છે. તેં મારા ઘરમાં શું રહેવા દીધું છે, જે વડે હું થાળ લઈ જમું? તેં મારે માટે જુવારનું ભડકું અને દાથરી પણ રહેવા દીધાં નથી સુવા માટે ઝુંપડું કે વાળવાને સાવરણી પણ રહેવા દીધાં નથી." આ કરૂણાજનક કહાણી કન્યા નથી કહેતી. જાનડીઓના મધુર ગીતમાં તેવા ઉદ્‌ગાર નથી. તે તો કન્યાના હૃદયમાંના ઊંડામાં ઊંડા પોલાણમાંથી ગરીબીનું ગાન ઝણઝણાટ કરી ઊઠયું છે કે:—

**કવાલી.**

ગરીબી આસરે રે'શે, હૃદયથી શાપ તે દેશે;
કન્યાનું ઘર બધું લુંટી, તમો મોજો ઉડાવો છો.
તમારી બ્રહ્મ શક્તિનું, સુણો અપમાન કેવું છે;
ભામટા નામ સુણીને, નયન પાણી ભરાણું છે.
લૂટી વેવાઈના ઘરને, મંડપમાં કોઈના વરને;
બજારે દીકરી વે'ચી, શું ફળ તેનું ધરાવો છો.

વળી કહે છે કે:—

**હરિગીત.**

કન્યા બિચારી કરગરે, વિનય કરે માબાપને;
પગમાં પડી નયનો ઝરે, ટાળો અમારા તાપને.
લુંટી અમારાં ઘર તમે, આનંદ માણો છો ઘણો;
રે'વા ન દીધી દાથરી, આરો નથી ભિક્ષા તણો.

પ્રિય બંધુઓ! કન્યા વિક્રયથી ઉપરોક્ત સમય આપણી નાતમાં નહિ આવ્યો હોય તો જરૂર આવશે, કેમકે "પાશેરામાં પહેલી પૂણી છે." "પૂર પહેલાં પાળ બાંધજો."

કન્યા લાવવામાં પૈસો તણાઈ ગયો, નોકરી ઉતરતા પ્રકારની હોય, યા ભિક્ષા વૃત્તિ હોય તેમાંથી ખર્ચ ઉપડે નહિ, કરજ ભરવું પડતું હોય ત્યારે દારિદ્રય આવી વાસ કરે છે. આ વખતે કન્યા પતિના ઘરમાં શું અનુભવે છે?

### હરિગીત.

બહુ મલકતા મુખે કરી, ભામા નીજ મંદિરે ગઈ;
ઘરમાં તપાસીને જુએ, પુત્રી પતિ દુખણી થઈ.

પતિ સામો ઉત્તર વાળે છે:—

તુજને વર્યો વેચી બધું, પૈસો હરી આ પાપનો;

બાળાના અંતરના ઉદ્‌ગાર:—

બાળા અંતરથી શ્રાપ દે, નિર્વંશ જાજો માબાપનો.

કન્યા વિક્રયથી જ્ઞાતિની કોઈ શુભ પ્રવૃત્તિ વિકાસ પામતી નથી હરેક અંગ કરમાઈ નાશ પામે છે જ્ઞાતિની સેવામાં–કલ્યાણમાં પોતાનું કલ્યાણ સમાઈ જાય છે. માટે જ્ઞાતિહિત ચિંતકોએ સેવા ભાવે બહાર પડવું જોઈએ.

## કન્યા વિક્રયીની અધમતા.

### ૧. કન્યા વિક્રયીનો બીજા પ્રાણી સાથે મુકાબલો.

સિંહ, વાઘ જેવા હિંસક પ્રાણી પોતાના બચ્ચાંનું મરતાં સુધી જતન કરે છે. ત્યારે અધમ માબાપો દીકરીને વેચતાં દ્રવ્યની દરકાર સિવાય દીકરીનાં ભાવી સુખનો કશો વિચાર મનુષ્યત્વ પામ્યા છતાં કરતાં નથી. એ શોચની વાત છે. વળી નીતિ શાસ્ત્રમાં કહેલું છે, કે:—

व्याधाः श्रेष्ठा मनुष्याणां कन्या विक्रयकारिणाम् ।
ते निर्दयाः परेष्वेव पुत्रादिषु दया परा ॥

જે માણસો કન્યા વેચે છે, તેના કરતાં પારાધિ હજાર દરજ્જે સારો કારણ કે તે બીજાં પ્રાણીઓ ઉપર નિર્દયતા વાપરે છે. પણ પોતાનાં સંતાન માટે તો દયા વાપરે છે. આ પ્રમાણે કન્યા વિક્રયી પારાધિ કરતાં અધમ છે.

### મનહર.

પાપીજન ધન હરી, પુત્રીને કુવામાં નાખે;
રાખે ન લગાર બીક, અનાથના નાથની;
રહે પછી રાત દીન, થઈ દુઃખે ગમગીન;
વાગે જ્યારે હૈયામાં, કરેલ કિયા હાથની.
એવા જે અનાડી લોક, હોય તેને હાથ [illegible];
[illegible] નહિ [illegible];

તજીને પરોપકાર, તમે મમ જ્ઞાતિ જનો
કુમતિને કેડે ચાલી ડાંભો શીદ ડૂંડકાં.

૨. કન્યા વેચાણથી મળેલો પૈસો ક્યાં સુધી રહેશે?

अधर्मोपार्जितं द्रव्यं, दश वर्षाणि तिष्ठति।
प्राप्ते चैकादशे वर्षे, समूलं च विनश्यति ॥

અધર્મથી પેદા કરેલો પૈસો, ભાગ્યેજ દશ વરસ સુધી ટકે છે; અને અગીઆરમું વરસ થતાં પ્રથમનું પ્રાપ્ત કરેલું હોય તે મુદ્દાંત બધું તણાઇ જાય છે.

માટે કહે છે કે:— છપ્પો.

તે દીકરીના દામ, કામ શેતાનનો તોલે;
દુઃખ ટળીને સુખ, કહોજી મળ્યું એ કોને;
રક્ત લક્ષ્મી છે એજ, *તેજ ઘરમાં ના વ્યાપે;
કરે કુળનો નાશ, હગાદગ કુમતિ થાપે
આમ કામ ઉપજાવીને, તુર્ત તો ખુશી થાય છે;
વિક્રય ધન આવ્યા પછી, હોય તે પણ જાય છે.

૩. કસાઇ કરતાં કન્યાવિક્રયની ક્રૂરતા.

કસાઇ ઢોરનો તાત્કાળ નાશ કરે છે, તેથી થોડું દુઃખ થાય છે. વિક્રયી કન્યાને વેચી પરેરે ઝેર રીબાવી રીબાવીને મારે છે. કસાઇ હાડ, માંસ, ચામ, રક્ત જુદાં વેચે છે, વિક્રયી તે બધાંનો એકી સાથે વેપાર કરે છે. કસાઇ ખુદાને નામે હલાલ કરી પશુ-પક્ષી મારે છે; વિક્રયી પોતાને માટે દગાબીથી કન્યા રૂપી મનુષ્યપ્રાણીને મારી નાખવા જેવુંજ કર્મ આદરે છે. કસાઇ જાહેરમાં વેચાણ કરી વાજબી ભાવ લઈ કોઇને છેતરતો નથી. વિક્રયી ગુપ્ત વેચાણ કરી નાત, જાત, નાગાંભાઇ, પશુ અને પોતાના આત્માને ઠગે છે

૪. કન્યાવિક્રયીની ઢેઢ સાથે તુલના.

અંત્યજો મુએલાં ઢોરનું માંસ ખાય છે, અને ચામ વેચે છે ને સાફ કરે છે. તેવાને અડવાથી આભડવાનું કોઇ શાસ્ત્રમાં કહ્યું નથી તો પણ વર્ણાશ્રમ અને કામ-ધંધાના ધર્મને માન આપી આભડછેડ માનેલી છે અંત્યજ વર્ગે તે કબુલ રાખેલ છે. જ્યારે ખાસ મનુ ભગવનનાં કથનપર પગ મૂકનારા કેટલાક જૂદેવો જીવતાં પ્રાણી (કન્યા) ને વેચે છે, અને તેના ઉપાર્જન વડે જીવે છે; તે કન્યાનું ભક્ષણ કરવા તુલ્ય છે. છતાં પોતાને પવિત્ર માને છે. ખરી રીતે તેવાથી દૂર રહેવું ઘટે છે.

(૫) કન્યાના કંચનનો ઉપભોગ.—કન્યા વેચાણના દ્રવ્યથી જે ભોગ ભોગવવા તે પરોક્ષ રીતે કન્યાનેજ ભોગવવા બરોબર છે કેમકે કન્યા વેચી મળેલા ધન વડે બીજાની કન્યા લાવી તેનો ઉપભોગ કરવાનો છે.

---

† કન્યા. * રિદ્ધિ સિદ્ધિ.

અન્યથા કન્યા વેચાણના ધન વડે શબ્દ, સ્પર્શ, રૂપ રસ, ગંધ એમ પાંચે ઇંદ્રિઓને નવી નવી વિલાસી વસ્તુઓના ઉપયોગ વડે પ્રફુલ્લીત બનાવવી છે. જેમકે, મકાન લેવાં દાગીના ઘડાવવા, ફર્નીચર ગોઠવવાં, દીકરા દીકરીઓને વરાવવાં, રંગરાગ ઉડાવવા વગેરે.

(૬) કન્યા વેચનાર મનુષ્યમાંના કયા વર્ગનો છે? તે પર દૃષ્ટાંતઃ—

मानुर्वदति चांडाली, अभक्षाभक्षणी तथा ।
श्वान कपोल पानीयं, सींचयंति पदे पदे ॥

ભાનુશંકર નામનો પંડીત નાહી ધોઇ ભસ્મ લગાવી, ત્રિપુંડ્ કાઢી ગામ બહાર શંકરનું પૂજન કરી ઘેર આવતો હતો તેને રસ્તામાં ચાંડાળણી મળી, તેની વિચિત્ર કૃતિ જોઇ કહે છે–કે હે! "અભક્ષાભક્ષ કરનારી ચાંડાલી! તારી યોનિ અધમ છે, પ્રાણીમાં કુતરાની જાતિ અપવિત્ર છે, તેથી વિશેષ તેની ગંધાતી ખોપરીમાંના પાણીથી રસ્તે છંટકાવ કરતી જાય છે તેનું કારણ તો કહે?

ત્યારે ચાંડાળણી કહે છે કે:—

परवृत्ति हरो यश्च, कन्या गो वेद विक्रण: ।
यस्मिन्मार्गे गतास्तेवै तन्मार्ग पूतयाम्यहं ॥

પારકી આજીવિકાને તોડનાર, દીકરી, ગાય અને વેદનાં પુસ્તકને વેચનાર, એવા પુરૂષો આ રસ્તે થઇને ગયા હોય; અને તેથી રસ્તો અપવિત્ર થયો હોય, તેને આ મરેલા કુતરાની ખોપરીમાંના પાણીથી છંટકાવ કરી પવિત્ર કરૂં છું એથી મારા માથાપરનું ભાત; જે મારો ધણી ખેતરમાં કામ કરે છે, તેને ખવરાવવાનું છે, તે અભડાય નહિ. આ સાંભળી ભાનુશંકર સ્તબ્ધ થઇ ગયા. નીચું નિહાળી ચાલતાજ થયા. મનોગત બોલતા ચાલ્યા—અહાહા!! કન્યાવિક્રયની કેટલી અધમ પરાકાષ્ઠા છે!

## વેચાતી આણેલી કન્યા અર્ધાંગના પદને યોગ્ય નથી.

વેચાતી આણેલી કન્યા પત્ની કહેવાય નહિ. કેમ કે:—

सर्वावयव संपूर्णा सुवृत्तामुद्वहेन्नर: ।
क्रय:क्रीता चयाकन्या पत्नी: सा न विधीयते ॥

(મનુ.)

પુરૂષે કાંઇપણ ખોડખાંપણ વગરની અને સુશીલા સ્ત્રી સાથે લગ્ન કરવું. જે કન્યા પૈસા આપીને વેચાતી લીધેલી છે, તે વિધિપુર્વક પત્ની થતી નથી. અર્થાત્ દાનથી મળેલી કન્યા અર્ધાંગના થઇ શકે છે. ખરીદ કરેલી કન્યાને સતી, પતિવ્રતા, કે ગૃહિણી કહેવડાવવાનો તેના પતિને અધિકાર નથી. તે એક વિશિષ્ટ પ્રકારનું વેચાતું આણેલું પ્રાણી (ગુલામ) છે, વ્યાવહારીક રીતે

ખરીદેલી ઉપભોગ કરનારી વસ્તુ માત્ર છે. ધર્મકાર્યમાં સામેલ થવા તે હકદાર નથી. ઢોર, ઠાકર તથા બીજી નિર્જીવ ચીજોની સહાયતાથી જેમ સંસાર વહેવાર ચાલે છે, તેમ ઉપરોક્ત સ્ત્રી કામ આવે છે. ધર્મગ્રંથોએ જે લક્ષ્યથી દંપતિ વહેવાર જોડવાનું બતાવ્યું છે, તેમાંનો કોઇ હેતુ વેચાણુ કન્યા સાથેના વ્યવહારથી સિદ્ધ થતો નથી. આ પ્રકારના અધમ વિવાહથી થનારી પ્રજા હાજે કરી નીચ બુદ્ધિવાળી, આળસુ, અવીર્યવાન, પાપી ધંધો પોષનાર, લુચ્ચી, પાંગળી, જુગારી, વ્યસની, વ્યભિચારી, સનાતન ધર્મના લોપવાળી, મૂર્ખ અને વર્ણસંકર થતી જાય છે. આખરે સમસ્ત જ્ઞાતિનો ધ્વંસ થતો જશે જો કન્યાવિક્રયનો સડો નહિ કાઢવામાં આવે તો. માટે આ કાર્ય કરનારનો લોપ થવાની અનિવાર્ય આવશ્યકતા છે.

## કન્યા, એ માલમીલ્કત નથી.

સદ્ગૃહસ્થો! સમજો કે કન્યા એ બજારનું શાક-બકાલું નથી તે તો પ્રભુની સરજેલી પુરૂષથી બીજા નંબરની વિભુતિ છે તેનો ઉપયોગ માલ-મીલ્કતની પેઠે ન હોય આજે પુરૂષ જેટલા હક સ્ત્રીને અર્પવા સુધારકો મથન કરી રહ્યા છે, ત્યારે શાસ્ત્રોક્ત રીતે કન્યાને જે હક આ સંસારમાં મળવા જોઇએ, તેના ઉપર કુહાડો ફેરવાતો જોવામા આવે છે. એ આપણી અધમતાનાં સ્પષ્ટ ચિન્હો છે. કોઇ કહે છે કે :—

**મનહર.**

ભુમિથી રસાણુ ગઇ, મેઘવૃષ્ટિ ઓછી થઇ;
વિક્રયના પાપે સત્ય, રસાતળ જાય છે;
પ્રભુ કોપે રોગ જાગ્યો, ધરોધર અગ્નિ* જાગ્યો,
અધમતા છોડો બધા, હવે હદ થાય છે;
જેમ ગાયો ભેંસો વેચે, તેમ વેચો દીકરીને,
મંડપે ફુલાઇ બધા, શેનાં દાન આપો છો;
કન્યા છે શું શાકભાજી, દુકાનોમાં તાણુ ઝાઝી,
પરદેશી માલ છે શું, મોંઘવારી જાગી છે;
અંતરમાં ઉતરીને, બંધુઓ વિચારી જુઓ,
દયા માગી પાય પડો, પ્રભુ અનુરાગી છે.

## કુળવાન કોને કહેવા?

વૃદ્ધ ચાણાક્યમાં કહ્યું છે કે :—

**मंजारजातस्य ललाटशृंगं, कुळप्रसूतेनच पाणिपद्मं । यदा यदा मुंचति वाक्यबाणं, तदा तदा तस्य कुळःप्रमाणं ॥**

* કાળવરથી

વ્યભિચારથી ઉત્પન્ન થએલા પુરૂષના કપાળમાં શીંગડું ઉગતું નથી; તેમ ઉત્તમ કુળથી જન્મ પામેલા પુરૂષના હાથમાં પદ્મની નિશાની હોતી નથી પણ તેના બોલવા (વર્તન) પરથી કુળની પરીક્ષા થાય છે. કહ્યું છે કે:—

**तपो दमो ब्रह्मवित्तं वितानं, पुण्या विवाहा सततान्नदानं। येष्वेवते सप्तगुणा वसंति, सम्यग्वृतानीह महाकुलानि ॥**

સારા સ્વભાવવાળો, વિવેકી, ઇંદ્રિયોને નિયમમાં રાખનાર, પરમેશ્વર ઉપર આસ્થાવાળો, દ્રવ્યવાન્, અગ્નિહોત્ર રાખનાર, કન્યાવિક્રય નહિ કરનાર, અતિથિને અન્ન આપનાર એવા સાત ગુણે કરી સંપન્ન જે હોય તેને ઉંચું કુળ કહેવું. પણ—

अनिज्यया कुविवाहै, र्वेदस्योत्सादनेनच ।
कुलान्य कुलां ता यांति, धर्मस्यातिक्रमेणच ॥
(મનુ.)

જે કુળમાં યાગ, પુજાર્ચન, ઇશ્વર પ્રીત્યર્થ દાન, ન થતું હોય, કન્યવિક્રય કરી અઘટિત વિવાહ થતો હોય, સદાચારનું ઉલંઘન થતુ હોય, તો તે કુળનું કુલીનપણું જતું રહે છે.

આવા કુલમાં કન્યા દેવી નહિ. માટે કુલીન અને અકુલીન કોણ છે તેનો સૌએ પોતાની મેળે વિચાર કરી કુલીન કુટુંબ સાથે સંબંધ જોડવો. કેનકે-

**गुणाः सर्वत्र पुज्यन्ते पितृवंशो निरर्थकः ॥**

ગુણ સર્વ સ્થળે પુજાય છે. પણ પિતાનો કહેવાતો ઉંચો વંશ પુજાતો નથી. માટે ગુણવાનને કન્યા દેવી. પણ ચાલુ સંજોગોમા તો—

**॥ सर्वेगुणः कांचनमाश्रयंते ॥**

બધા ગુણ લક્ષ્મીવાનમાં લુપ્ત પામે છે.

## કન્યાવિક્રય કરનારનો ઉદ્ધાર થતો નથી.

(૧) કન્યાવિક્રયી કન્યાના દ્રવ્યથી પોતાનું પાપી પેટ ભરે છે, તેવા પુરૂષાર્થવિહીન, બાહુબળથી કમાવાની તાકાત વગરના, સ્ત્રી કરતાં પણ નપાવટ છે. સમસ્ત જગત તેને અંધકારમય લાગે છે, કોઇ દિશામાં શેર બાજરી કમાઇ ખાવા જેટલી નજર નહિ પહોંચતી હોય ત્યારેજ કન્યા વટાવતા હશે કે શું! કન્યાનું વેચાણ કરનારનું પ્રાયશ્ચિત્ શાસ્ત્રોક્ત રીતે આ જન્મમાં નથી. પણ મુઆ પછી સ્ત્રી રૂપે જન્મી માવતરને ત્યાં વેચાઇ; શ્વશુર ગૃહે ભોગવવા પડતાં દુઃખોનો અનુભવ લેશે ત્યારેજ દોષમુક્ત થશે. શાસ્ત્રો કહે છે કે:—

**हिंसके निंदके चैव, चौरीमग्र व्रते तथा ः।**
**निष्कृति विहिता ः शास्त्रे, कन्याविक्रयजं विना ॥**

કોઇપણ પ્રાણીની હિંસા કરનાર, નિંદા કરનાર, ચોર, વ્રતનો ભંગ કરનાર. એવા પાપીનો ઉદ્ધાર શાસ્ત્રમાં લખેલો છે; પણ કન્યાવિક્રયના પાપથી છુટવાને કોઇ જાતનું પ્રાયશ્ચિત ( મુક્તિ ) આપવાનો શાસ્ત્રમાં નિર્ણય કરેલો નથી.

गंगाया : स्नानमात्रेण, पापं गच्छति तत्क्षणात् ।
कन्याविक्रय कर्तृणां, न चोद्धार : कथंचन ॥

પતિતપાવની ગંગામાં સ્નાન કરવાથી, સર્વ પાપ માત્રનો તરત નાશ થાય છે, પરંતુ કન્યાવિક્રય કરનારનો ઉદ્ધાર થતો નથી.

गायत्री जप कर्तृणां, तथा रुद्राभिषेकत : ।
ब्रह्महत्यादि दहेत्पापं, कन्याविक्रयजं विना ॥

ગાયત્રી જપ કરવાથી તથા શીવલિંગ ઉપર અભિષેક કરવાથી બ્રહ્મહત્યાદિ મહાપાપથી, કોઇપણ સ્ત્રી પુરૂષ મુક્ત થઇ શકે છે; પરંતુ કન્યાવિક્રય કરનારનો ઉદ્ધાર કરવાને તે સમર્થ નથી.

गायत्री हरते पापं, त्र्यंबकेनायुवर्द्धते ।
अभयं रुद्र जापेन, न कन्या वेद विक्रये : ॥

ગાયત્રીનો જપ કરવાથી પાપ માત્રનો નાશ થાય છે. મૃત્યુંજયના મહામંત્રના જાપથી આયુષ્યનો વધારો થાયછે. રૂદ્રાભિષેકથી અભય મળેછે. પરંતુ કન્યાવિક્રય તથા ઇશ્વર પ્રણિત વેદ પુસ્તકના વિક્રયથી લગેલું પાપ કોઇ ક્રિયાથી જતું નથી. આ પ્રમાણે શાસ્ત્રો પોકારીને કહે છે કે—કન્યા વિક્રય કરનારનો ઉદ્ધાર નહિ થાય પણ જેને શાસ્ત્ર માન્ય નથી તેને તો જ્ઞાતિએ બધારણ પૂર્વક રોકવાની જરૂર છે.

## કન્યાનું મુલ્ય લેવું તે મહાપાપ છે.

ભગવાન મનુ કહેછે કે :—

आद दीत न शूद्रोपि, शुल्कं दुहितरंददन् ।
शुल्कं हि गृह्णन् कुरुते छन्नं दुहितृविक्रयम् ॥

અર્થાત શૂદ્રે પણ દીકરીને પરણાવીને તેનું મૂલ્ય ન લેવું જોઇએ તો પછી દ્વિજાતિ બ્રાહ્મણ, ક્ષત્રી ને વૈશ્યથી તો લેવાયજ કેમ ?

कन्या या विक्रयो नैव, कर्तव्य : क्वापि केनाचित् ।
ब्राह्मणेन विशेषेण, यत्कर्ता याति रौरवं ॥

(મનુ.)

કન્યા વિક્રય કોઇએ કરવો નહી. તેમાં વિશેષે કરીને બ્રાહ્મણોએ તો નહિજ કરવો કારણ—કન્યા વિક્રયનો કરનારો રૈરવ નરકનો અધિકારી થાય છે.

દેવ, અગ્નિ, બ્રાહ્મણ, આચાર્ય અને જ્ઞાતિ જનોની સમક્ષ કન્યાદાન દેનારો કન્યા દેવાનો સંકલ્પ* કરે છે. દાન લેનારો દાન લે છે. આ રીતે બંને પક્ષનાં બધાંને ઠગીને ગુનોહ કરેછે. કોર્ટમાં ન્યાયાધીશ આગે પ્રતિજ્ઞા કરી સાક્ષી, વાદી કે પ્રતિવાદી ખોટું બોલે તો તેને શિક્ષા ઠરાવેલી છે. જ્યારે પૈસા લીધા છે છતાં; દાન દેવા—લેવાનો નાટકી પાઠ ભજવ- નારને શાસ્ત્રો ધિક્કાર આપે છે કે:—

हृदयं भक्षति माता पितरः शिर एवच ॥
बांधवाः पाणि पादौच रुधिरंत्वितरेजनाः ॥

જે કન્યાદ્રવ્ય લેછે તે માતા, કન્યાનું કાળજું ખાયછે બાપ (કાકા વગેરે) માથું ખાય છે. ભાઇઓ તેના હાથ પગ ખાયછે, અને લગ્નમાં જમવા—રમવા જાય છે, તે, કન્યાનું રૂધિર પીએ છે

अल्पेनापि हि शुल्केन, पिता कन्यां ददातियः ।
रौरवं बहु वर्षाणि, पुरीषं मूत्रमश्नुते ॥

કન્યાનો બાપ કન્યા આપવા બદલ થોડા પણ પૈસા લે તો ઘણા વર્ષ સુધી રૈરવ નામનું નર્ક ભોગવે છે. અને ત્યાં રહ્યા રહ્યા મળમૂત્ર ભક્ષણ કરે છે.

मातानास्ति पितानास्ति, नास्ति बंधु सहोदराः ।
त्रयस्ते नरकं यांति, कृत्वा दुहितृ विक्रयं ॥

જે કન્યાવિક્રય કરે છે, તે માતા, માતા નથી; પિતા, પિતા નથી; ભાઇઓ, ભાઇ નથી, કુટુંબીઓ કુટુંબી નથી; તે સર્વે નરકના ભોગવનાર, થાય છે. તાત્પર્ય કે સૌ નાણાંનાં સગાં છે

भक्षितं चाणुमात्रंयत्, कन्या विक्रयजं धनम् ।
सकुलं तं गृहीतारं नरकं नयात ध्रुवम् ॥

કન્યા વિક્રયથી મેળવેલું ધન કીંચિત્ માત્ર જે કોઇ ભક્ષણ કરે છે તે પોતાના કુટુંબ સહિત નિશ્ચય નરકે જાય છે.

कन्यावित्त गृहे यौवै, नरके निवसेच्चिरम् ।
तदुरूपकं फलं भुक्त्वा, पुनश्चांडाल तां व्रजेत् ॥

દીકરીના પૈસા ઉપજાવનાર ઘણા કાળ સુધી નર્કમાં પડેછે અને ત્યાંની પીડા ભોગવ્યા પછી ચાંડાળને ઘેર જન્મે છે.

आमिषं चर्मजं वारि, आमिषं प्रेत भोजनं ।
आमिषं शूद्र शेषान्नं, कन्या द्रव्यं तथामिषं ॥

* પ્રતિજ્ઞા.

ચામડામાં ભરેલું પાણી પીવું તથા પ્રેતાન્ન ભક્ષણ કરવું, શુદ્રનું ઉચ્છિષ્ટ અન્ન ખાવું; એ બધું માંસ ખાધા બરોબર છે. તેજ રીતે દીકરીને વેચી તેનો પૈસો ખાવો એ પણ માંસ ભક્ષણ બરાબર છે.

कन्या विक्रयिणो येच, गुरु दाराभिलाषिणः ।
तिष्टंति नरके घोरे, कुंभिपाके सदैवच ॥

કન્યા વિક્રયનો કરનાર તથા ગુરૂની સ્ત્રીનો અભિલાષી, અનંત કાળ સુધી મહા ઘોર કુંભી પાક નર્કમાં પડે છે.

न कन्या याः पिता विद्वान्, गृह्णयाच्छुल्क मण्वपि ।
गृह्णन्च्छुल्कं हि लोभेन, स्यान्नरोपत्य विक्रयी ॥
(મનુ)

કન્યાના વિદ્વાન પિતાએ અણુ માત્ર પણ મુલ્ય લેવું નહિ, અને જો લેભથી લે, તો એ માણસ છોકરાંને વેચનારો કહેવાય છે.

स्त्री धनानि तुये मोहादुपजीवंति बांधवाः ।
नारीयानानि वस्त्रं वा, तेपापायांत्यधोगतिम् ॥
(મનુ.)

જે બાંધવો સ્ત્રી ધનને લેઇ કે સ્ત્રીના વાહન કે વસ્ત્રને લેઇ તે વડે જીવે છે, તે પાપી પુરૂષો અધમ ગતિને પામેછે. ઉપર લખ્યા મુજબ શાસ્ત્રોના બતાવેલા ભય છે. કન્યા વિક્રયી એ ભયની અવગણના કરે છે. તેને તો આ ભયમાં જ્ઞાતિ બહિષ્કાર કે બીજાં પાયશ્ચિતથી ભય યુક્ત રાખવા જોઇએ તે સિવાય અન્યથા ઉપાય નથી.

કન્યાનું વેચાણ કરાવવામાં જે માણસ દલાલી* કરે છે તે પણ પાપને પાત્ર છે તેમ સત્ર ગ્રંથો કહે છે.

આવા દલાલખોરોને માટે શિક્ષા યોજવી ઘટે છે.

## બાળાનો આશીર્વાદ મેળવો તેને સંતોષો.

(૧) પુત્ર પુત્રી રૂપી બંને આંખો માબાપને સમાન છે. એવી સમાન અને સુક્ષ્મ નજરે આપણા પુર્વજોએ સંસાર ચક્ર અને સમાજ બંધન નિયમિત તથા સુખ પૂર્વક ચલાવવાના અનેક નિયમો યોજવાની-સાથે વિચાર પુર્વક પુત્ર અને પુત્રીના હિતનો સરખો હક માની માર્ગ બતાવેલો છે. બલ્કે પુરૂષ કરતાં સ્ત્રીને પ્રાધાન્ય પદ આપેલું છે. જેમ ધાર્મિક કાર્યમાં પુરૂષ ડાબી ને સ્ત્રી જમણી બાજુએ બેસે છે, લખાણમાં સ્ત્રી પહેલાં ને પુરૂષ પછી લેખાય છે. જેમકે:—સ્ત્રી-પુરૂષ. પ્રભુનાં નામો પહેલાં તેમની પત્નીનાં નામો અગ્રપદે શોભે છે. જેમકે:—રાધા-કૃષ્ણ,

* લાંક

સીતા-રામ, ઉમા-મહાદેવ, લક્ષ્મી-નારાયણ, વગેરે. આ પરથી સહજ સમજી શકાય છે કે સ્રી વર્ગને વધારે માન આપવામાં આવ્યું છે સ્રીરૂપ ક્ષેત્રમાંથી દેશના મહાન્ રત્નો પાક્યાં છે જે વડે ભારત પ્રદેશ પોતાની ઉજ્વળતા અને ગૌરવ જગત સામે શોભાવી રહ્યો છે આવા વીર નરો વેચાણ કન્યાના પુત્રો હોઇ શકે નહિ. તે તો કલંક છે. માટે કન્યાવિક્રય ચાર્વાક કે નાસ્તિક વાદ છે. વેદાંતવાદ નથી. જેને ઋષિ મુનિઓએ સુંદરતાની મુર્તિ માની મનુષ્યમાં પ્રથમ પદ આપ્યું છે તેવા સ્રી વર્ગને હરકોઇ રીતે સુખ, શાંતિ ને સ્વતંત્રતા (શાસ્ત્રે નિર્દેશ કરેલી હદ સુધી) આપવાં એ આપણી ફરજ છે.

(૨) વડીલોપાર્જીત મીલ્કતમાં ભાઇઓના સરખા હિસ્સા પડે છે ત્યારે કન્યાને કેમ ભાગ મળતો નથી એવુ ઓછી સમજવાળાનું કહેવું હોય તો એવુ કથન અસ્થાને છે કેમકે પુત્ર કરતાં પુત્રીને ઘરની માલ્કતમાંનો હિસ્સો અમુક પ્રમાણમાં મળી રહે છે. ટુંકામાં કન્યાનું દાન કરતી વખતે દાન તરીકે દાગીનો કે રોકડ આપવુ પડે છે. ત્યારથી માંડી કર-કરીઆવર સુવાવડ, પસલી, વાર-તેહવારે તથા તેનાં છૈયાં-છોકરાંને કપડાં-લત્તા, મામેરૂ વગેરે અને છેવટ મરતી વખતે કમખા તથા ગોરણીના ખર્ચ સુદ્ધાંની રકમ હપ્તે હપ્તે મળતી રહે છે. સિવાય તેના પુત્ર પરિવારને અપાતો કેળવણી વગેરેનો આશ્રય જોતાં કેટલીવાર કન્યા વધારે મીલ્કત ભાઇઓના કરતા મેળવતી રહે છે.

(૩) કન્યાને એકી સાથે ભાગ આપી દેવામાં આવે તો કદાચ જમાઇ કમાવાને અશક્ત હોય, ઉડાઉ હોય, કરજવાન હોય, તો દીકરીને આપેલી મીલ્કત થોડા વખતમાં વેડફી નાંખે છે. વળી મા-બાપ પોતાના ઘરમાં જુદો ભાગ કાઢી રાખી મુકે તો કોઇ અણધારી બક્ત વેળા વપરાઇ જાય તેમજ પોતાની હૈયાતી બાદ દીકરા અકર્મી નીવડે તો બેનનો ભાગ ઉઠાવી જાય બીજું સાસુ સસરાને એ હિસ્સો આપવામાં આવે તો તેનો ભરોંસો નહિ, તેથી ક્રમશઃ હિસ્સો મળતો રહે અને દીકરી દુઃખી થાય નહિ એવી યોજના સંભાળ પૂર્વક રાખી છે. હવે કહો કે કન્યાને આટ-આટલી રકમ-માન અકરામ આપવામાં આવે છે, એવું ધોરણ ઘડનારા મૂર્ખ કે કન્યા વેચનારા મૂર્ખ ?

(૪) કન્યાને પ્રસન્ન રાખવા ભગવાન મનુ કહે છે—

**शोचंति जामयोयत्र, विनश्य त्या शुतत्कुलं।**
**नशोचंति तुं यत्रेता वर्धते तद्धि सर्वदा॥**

જે કુળમાં સ્રીઓ દુઃખી અને શોકાતુર રહે છે તે કુળનો જલદી નાશ થાય છે. ને જે કુળમાં સ્રીઓ પ્રસન્ન રહે છે, તે કુળ હમેશાં વધતું રહે છે.

यत्रनार्यास्तु पूज्यन्ते रमन्ते तत्र देवता
यत्रैतास्तु न पूज्यन्ते, सर्वास्तत्रा ऽ फलाः क्रिया ॥

(મનુ અ. ૩)

જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે તે કુળ ઉપર દેવ સંતુષ્ટ રહે છે. અને જે કુળમાં સ્ત્રીઓનુ સન્માન થતું નથી તે કુળની તમામ યજ્ઞ આદિ ધર્મક્રિયા નિષ્ફળ જાય છે.

जानयो यांति गेहानि शापंत्य प्रतिपूजिताः।
तानि कृत्या हतानीव, विनश्यन्ति समंततः ॥ (મનુ)

સ્ત્રીઓ જેને દુઃખથી હાય હાય, ઇત્યાદિ શબ્દોવડે શાપ દે છે, તે ગૃહસ્થોનુ કુટુંબ સર્વ પ્રકારે જલદીથી નાચુ પડીને નાશ પામે છે. જેમ કૃત્યા એટલે કાંઇ ન કરવાની ક્રિયાઓથી કુળનો નાશ થાય છે તેમ

कन्याप्येवं पालनिया, शीक्षणीयातु यत्नतः।
देयाववराय विदुषे, धन रत्न समान्विताः ॥ (મનુ.)

કન્યાનુ દીકરાની પેઠે પાલન કરવું, તેને મહેનત કરી સદ્‌ગુણી બનાવવી તથા ધન અને રત્ન સહિત વિદ્વાન વરને આપવી.

આ પ્રમાણે કન્યાને પ્રમજ રાખવાન શાસ્ત્રો સુચવે છે. વળી કન્યાને સાસરે મોકલતાં તેના બંધુજનો જમાઇને શી શીખ આપે છે? કહે છે કેઃ—

શિખરિણી.

જે રીતે બહુ માનમાં સુખી રહે, બંધુ જનો આપથી,
તે રીતે તમ પાળજો યુવતિને, સામાન્ય સત્કારથી,
તેથી પ્રાપ્ત થવો વધુ ઉદય તો, છે ભાગ્ય આધીન રે,
ના બોલાય વિશેષ એ વહુ તણા, બંધુજનોથી ખરે.

## કન્યા વિક્રય બંધ કરવાના ઇલાજો.

(૧) કન્યા વિક્રય થવામાં કેટલાક શ્રીમંતોનો હાથ છે, માટે તેને પૈસા આપી કન્યા ન લેવા સમજાવવા. સ્વાર્થમાં અંધ બનતાં તેઓ સામાન્ય વર્ગની આજીજીની દરકાર ન રાખે તો સામાન્ય તથા ગરીબ વર્ગે ધારા બાંધી પોતાની કન્યા શ્રીમંત વર્ગમાં દેવી બંધ કરવી. કન્યા વેચનારાને શામ, દંડ ને દલીલથી સમજાવવા. નાણાં મળવાના લોભે તે ન માને તો તેની સાથે ભળતાં તેનાં સગાં વહાલાંને અસહકાર કરવા પ્રેરણા કરવી. આમ બનવું પણ અસંભવિત છે. છેવટના ઉપાય તરીકે

કન્યા વિક્રયી ને સમસ્ત જ્ઞાતિના અગ્રેસરોના અનુમોદન સાથે ઠરાવ કરી નાતથી બહિષ્કાર કરવો જોઇએ પણ:—

(૨) કન્યા વિક્રય થયો છે કે નહિ તેના સાક્ષી પુરાવાના અભાવે બહિષ્કાર કરવા જતાં કાયદાની ચુંગાલમાં સપડાવું પડે છે ત્યારે કરવું શું? કન્યાના નાણાં જાહેરમાં લેવાતાં દેવાતાં નથી. પણ તે જાણવાનું સાધન અનુમાન કે પ્રત્યક્ષ પ્રમાણ છે. જેમકે:—શ્રીમંતને ત્યાં કન્યા લીધા વગર કન્યા દેવી. પોતાના પિતરાઇ કે કુટુંબના વર વરાવી દેવા નહિ. ધન મળ્યા પછી તરતમાં ઘરની રિદ્ધિ સિદ્ધિ અને વૈભવમાં પ્રકાશ દેખાય. જેમ—નવાં મકાન લેવાં કે ચણવાં, કરજ મુકત થવું, પૈસા આપનારે પોતાનાં મકાન કે દાગીના વેચવા, કરજ વાજબી ખર્ચ ઉપરાંત કરવું, આ રીતે થવું જોવામાં કે જાણવામાં આવે; ત્યારે માનવું કે કન્યા વિક્રય થયો છે. સિવાય કોઇને મોંએથી વાત જાણવામાં આવે. હવે આવી સ્થિતિ ઉપસ્થિત થાય ત્યારે નાતે પંચ નીમવું, પંચે ફેંસલો દેવો. પંચ પણ કોઇ કામ ન આવે અથવા પંચનો ફેંસલો કન્યા વિક્રયમાં ભાગ લેનારા કબુલ ન રાખે તો; જેને કન્યા વિક્રય કરનારા પર તિરસ્કાર છે, તેવાઓએ તેના પ્રત્યે મુંગો ક્રોધ રાખવો. તેની સાથેનો પોતાનો વહેવાર તોડી નાખવો. જ્યાં જ્ઞાતિ સમુદાય એકઠો થાય તેવા સ્થળે આ વિષય પર પુરતો ઉહાપોહ કરવો. આવા કૃત્ય કરનારનાં બળને હરેક રીતે તોડી પાડવું. જ્ઞાતિનો મોટો ભાગ કન્યા વિક્રયથી નારાજ હોય તો શ્રીમંતોનું ગજું નથી કે તેનો પક્ષ ફાવી જાય.

(૩) કન્યા વિક્રયથી દૂર રહેનારા ઘણા શ્રીમંતો છે તેમને આપણા પક્ષમાં લેવા મથન કરવું. તેમની પ્રેરણાથી કેવળરામ માવજી ઔદીચ્ય બોર્ડીંગ જેવી સંસ્થા નિભાવવામાં આવે છે તેમના વડે જ્ઞાતિ હિતનાં અન્ય કાર્યો થાય છે. માટે તેવા કુળ ભુષણને આપણા પક્ષમાં લેવા. તેમની મદદ વડે કન્યા વિક્રય કરનારા વિપક્ષી શ્રીમંતોને સમજાવવા પ્રયત્નવાન થવું.

(૪) કન્યા વિક્રયના ચાલને નાબુદ કરવા ઇચ્છનારે થોડીવાર પોતાના સામે નાતનું ચિત્ર રજુ કરવું. પછી તપાસી જોવું કે કન્યા વિક્રય કરવામાં મારાં સગાં સંબંધીઓ કોણ કોણ છે? જેટલા નથી તેટલાને ખાનગી પત્રથી પુછાવી જોવું કે, તમે કન્યા વિક્રય કરનારાની તરફેણમાં છો કે વિરૂદ્ધમાં? કન્યા વિક્રય નહિ કરવાની તરફેણનો જવાબ આવે તો તે બધાની સહી સાથેનો ધારો ઘડવો. એ રીતે આપણાં, પોતાનાં બીજાં સગાં સંબંધીને પુછે. એમ ઉત્તરોત્તર પૂછાવીને જોતાં કન્યા વિક્રય કરનારા જુદા તરી આવશે, તેઓને અને ઠરાવમાં ભાગ ન લે તેવા કુટુંબનો વાડો જુદો પાડી દેવો. પણ હરકોઇ પ્રકારે, ગમે તેટલા ભોગે, ને ભોગે કન્યા વિક્રય

રૂપી વિષને નાત રૂપી ગંગાના પવિત્ર પ્રવાહમાંથી મથન કરી જુદું પાડી નાખવું.

(૫) કન્યાને પરણાવવા જેટલી જેની ત્રેવડ નથી તો તેણે શું કરવું? દૃષ્ટાંત;—એક વિધવા બાઇ કે અપંગ પુરૂષ છે તેને ત્રણ કન્યા છે. લગ્ન કરવા લાયકની છે; પણ નાણું નથી. તેવે સમયે નાતની પરવાનગીથી વરવાળાએ લગ્નનો ખર્ચ નાતની રજુઆતે ઉપાડી લેવો પણ કન્યા નિમિત્તના ખર્ચની એક પાઇ કન્યાના માવતરના ઘરમાં નજ પેસવા પામે. બીજું, જ્ઞાતિ ફંડ ખોલવું, તેમાંથી કન્યાને પરણાવી દેવી, વિધવાને મદદ દેવી. વળી વિધવાએ દેર-જેઠનાં છોકરાં વરાવી દેવાં. અને તે બાબત તેઓએ લગ્નનો ખર્ચ ઉપાડી લેવો. પણ અરે? વાસ્તવીક તો આપણી નાતમાં વિધવા કે અશક્ત કરતાં મરોડદાર મુછોવાળા કન્યા વેચવાનાં અઘોર કર્મ આદરે છે માટે નવ યુવકો, જ્ઞાતિ હિતના ભાવી સુજ્ઞો! એવા નઠોરનાં વજ્ર સમાં કઠોર હૃદયનું છેદન કરી પુષ્પ જેવાં કોમળ બનાવવા કટિબદ્ધ થાઓ.

શાર્દુલ.

કન્યા વિક્રય ક્રૂર કર્મ જગમાં, વિસ્તાર થાતું ગણી
લોગે દુર્જન બાલ. ત્યાં'ર કરવા થાઓ સદા અગ્રણી,
પુત્રી, ગાય સમાન જાણી જરને ખર્ચી કરો સાધના,
તો તે આ પુણ્ય કાર્ય આપ મતની, ઇચ્છા પુરે ઇશ્વરા.

(૬) નવ-દશનો ભેદ કાઢી નાખવાની અનિવાર્ય જરૂર છે. દશ ઘર વળા નવ ઘરથી આચારમાં ઉતરવા લાગ્યા. તથા કન્યા આપી કંચન લેવા લાગ્યા. હવે તેઓએ વીરપુર મુકામે બંધારણ બાંધ્યું છે. તેથી તે વર્ગમાં કેટલોક સુધારો થયો છે આપણા નવ ઘરમાં પણ આજના જમાનાને યોગ્ય ધંધા-પાણીનાં ગુંથાવાથી આચાર અને ધર્મમાં શિથિલતા જોવામાં આવે છે કન્યા વિક્રય શરૂ થયો છે. તો નવ-દશમાં શો ભેદ હવે રહ્યો છે. કે દશ કરતાં નવ ચઢિઆતા છે તેનું માનવું જોઇએ માટે બંને વર્ગને એક કરી જ્ઞાતિનું સાંકડું કુંડાળું વિસ્તારી વિશાળ બનાવવું

કન્યા વિક્રય રૂપી બીજ રોપાઇ ચુક્યું છે, તેને ખાતર અને પાણી આપી બરદાસ કરનાર સજ્જનો (!) બહાર પડતા આવેછે જેથી બીજમાંથી નવા અંકુર ઉદ્ભવી નવ પલ્લવીત થતું જોવામાં આવે છે. હજી તે વૃક્ષ બાળ સ્વરૂપ ને કુમળી વયમાં છે. તે મોટું થતાં પહેલાં તેનું મુળમાંથી એવી રીતે છેદન કરી નાખવું કે ફરીથી તે ઉગવા પામેજ નહિ, અને જેટલાં નવાં બીજ દેખાતી ખોસવતાં જોવામાં આવે તેનો સર્વંશ: નાશ કરવો તોજ

તે ચાલ બંધ થશે. આવું થવા માટે નવ-દશનો અંતર પટ કાઢી નાખવો ને જ્ઞાતિનું ક્ષેત્ર વિશાળ કરવું, પુત્ર-પુત્રીને કેળવણી આપી સંસ્કારી બનાવવાં. ચાલુ જમાનામાં તો હવે મુરતીયોજ જોવાય છે. જો છોકરો ભણ્યો ગણ્યો હશે તો ઘેર બેઠા વર શોધતાં કન્યા દેવા આવશે મનનો દૃઢ સંકલ્પ કરવો કે ગમે તેવી આપત્તિમાં દીકરીના દોકડા લેવા કે તેનો ઉપભોગ કરવો તે ગૌમાંસ ખાવા બરાબર છે. આવા પ્રતિજ્ઞાવાનને શ્રીચંદ્રમૌલીશ્વર સત્વર સહાયતા આપશે. તેનાં સારાં કૃત્યથી દીકરી લેવા-દેવાનું સ્થાન મળી રહેશે. માટે એકીક રાખો, દીકરાને કેળવણી આપ્યા છતાં કન્યા ન મળે તો ભાગ્યાધીન થાઓ. પણ સાટાં અને કન્યા વિક્રય બંનેથી દૂર રહો! એ અંતરના ઉદ્ગાર!

(૭) કેટલાક ડોળ કરી એવી ઇચ્છાથી પૈસા લે છે કે:—વર મોટી ઉમરનો છે, કન્યા નાની છે. ભાવીમાં કન્યાના પતિને કાંઇ થાય તો શું ખાય? તેથી ભવિષ્યમાં કન્યા દુઃખી ન થાય તે ખાતર પૈસા મુકાવીએ છીએ! પણ આ પૈસાનો તેવો ઉપયોગ થતો નથી. પહેલેથી કન્યાનું બુરૂ ઇચ્છવું તે સારૂં ક્યાંથી થાય? એ જાણતા નથી કે દરેકને માથે સમર્થ માલીક છે. જે દાંત આપનાર છે તે ચાવણું આપી રહેશે આવા સિદ્ધાંતને મનમાં ન ઠસાવી કન્યા વિક્રયને છોડાવો

(૮) લગ્નના ખર્ચમાં સુધારો કરો.

હાલમાં સમુરતું ચડાવવામાં લુગડાં લત્તાં તથા દર-દાગીનાનો જે ખર્ચ કરવો પડેછે, તે એટલી હદે વધી ગયો છે કે સામાન્ય તેમ ગરીબ વર્ગથી તે ઉપડતો નથી. તેથી કરજ કરીને અથવા કન્યા વેચીને ખર્ચ પુરો કરે છે. ત્રેવડ ન હોય છતાં દેખાવ કરવા શ્રીમંતની હારમાં ઉભું રહેવું પડે છે. આથી ઘણાં કુટુંબો પાયમાલ થાય છે. પુત્રોને કેળવણી અપાતી નથી, અને કેળવણીના અભાવે કોઇવાર કુંવારી જીંદગી કાઢવી પડે છે. માટે સમુરતાંનાં લુગડાંલત્તાં તથા દાગીના ચઢાવવામાં માપ રાખવું જોઇએ. લગ્નના ખર્ચમાં દિન પર દિન વધારો થાય છે તે કન્યા વિક્રય વધવાનાં ભાવી ચિન્હોનું સ્પષ્ટ સૂચન છે માટે તે ઓછો કરી નાખવો જોઇએ.

મરણ પ્રસંગનો ખર્ચ ઓછો થઇ ગયો છે. તે ખુશી થવા જેવું છે, પણ તેથી જ્ઞાતિ (વગર ખર્ચે નવ ઘરનાં નોતરાં મળતાં) ભેગી થઇ જે ચર્ચા કરતી તેથી જે લાભ થતા તે બંધ થયા. તો હવે ખાસ સંમેલનો ભરી જ્ઞાતિને ઉપકારક કાર્ય કરતા રહેવાની પ્રથા ચાલુ કરવાની જરૂર છે.

(૯) "દેખો એ દૃષ્ટાંતથી કહે કવિ [illegible]" તેમ બીજી [illegible] જ્ઞાતિના દાખલા જુઓ.

લુહાણા જ્ઞાતિમાં મરણ-પરણનાં ખર્ચ બહુ કમી થયાં છે. તે બચત ધંધા રોજગારમાં રોકાતાં કમાણીમાં વધારો કરતા રહે છે.

આ સદી અગાઉ તેઓ કોથળા ફેરવતા, પોઠ હાંકતા; આજ તેઓ મકાં, ને શહેરમાં સુખી જીવન ગાળે છે. લક્ષાધિપતિ થતા જાય છે. તે તેનાં સુકૃત્યનું ફળ છે. અને તે એકજ:—કન્યા-વિક્રય બંધ. એટલુંજ નહિ પણ-દીકરીના ઘરનું પાણી પણ ન ખપે. તો જુઓ! પ્રભુની તેનાપર કેટલી મહેર વરસતી રહી છે. ત્યારે આપણે કયાં ઉભા છીએ? એ પુનર્લગ્ન કરનારી જ્ઞાતિના ઉચ્ચતમ ઉદ્દેશો જોઇ આપણે નીચું જોવાનું છે. આપણે હવે બ્રાહ્મણ (જેમાં સર્વ ગુણ સમાઇ જાયછે તે) કહેવાનું અભિમાન શું જોઇ રાખીશું? કાંઇ ત્રેવડ ન હોય તો દર્ભનાં છત્રીંટીંયાં કરી કન્યાને લાયક પતિ જોડે (ગાંધર્વ લગ્નથી) પરણાવી દેવાનું શાસ્ત્રો કહે છે.

ભુજંગ.

પણ—
લહે લાવ ખોટો મહા મૂર્ખ મોટો;
મડા સાથ જે મેળવે પુત્રી જોટો;
પડી પોક મુકી રહે રાત દાંડો;
ભવાઇ તણો જાગશે ત્યાં ભવાડો.

(૧૦) શ્રીમંત અપુત્ર હોય, સામી કન્યા આપવાને હોય નહિ; ત્યારે છતે પૈસે નિર્વંશ મરે; તો તે પૈસા શું કામના? એવો કોઇ પ્રશ્ન કરે છે. તેને જવાબ એકજ છે કે-નાગર કોમનો દાખલો લો; તે નાતમાં એક પત્ની હોય, શ્રીમંત હોય; પુત્ર પરિવાર ન હોય તોપણ તે લાલસા તૃપ્ત કરવા બીજી વાર પરણી શકવાને નાતનો પ્રતિબંધ તેને રોકે છે.

આપણી નાતમાં કોઇનો વંશ જતો હોય તો તે ખાતર પરનાતની (ઝાલાવાડી, ઓબડીયા કે ચારણીયા તડની) કન્યા લાવે તો તેમાં બહુ વાંધા જેવું નથી, પણ કન્યાના વાલીને દ્રવ્ય તો આપવું પડશેજ. આપણો સિદ્ધાંત ત્યાંજ આવી વિરામ પામે છે-નડેછે. વળી હલકા કુળની છોકરીઓ નાતમાં ભળવાથી તથા તેવાં સંતાનોથી આપણી ઉજ્જવળતાનો લોપ થવા સંભવ છે. માટે આવાં કામનો નિકાલ કરવાનું કામ નાતના બુદ્ધિશાળી ને હિતેચ્છુ જનનું છે. મેં તો મારી અલ્પમતિ પ્રમાણે મારા આત્માના જે વિચારો છે તે દર્શાવ્યા છે.

## ઉપસંહાર.

"દીકરી ને ગાય દોરે ત્યાં જાય," છેવટ આટલું બોલવા સાથે યોગ્ય લાગે તો ગાય (પશુ) ની પેઠે કન્યા (મનુષ્ય) ને પશુ જેવું આત્માના જ્ઞાન વગરનું પ્રાણી માની ઉંડા કુવામાં ઉતારી દો વા તેના સુખ-દુઃખનો વિચાર કરી સુખી થાય તેવે સ્થળે આપો, ને તેજ મતલબ સાધો. કેમકે:—

माता यदि विषं दद्यात्, विक्रणाति पिता सुतं ।
राजा हरति सर्वस्वं, तत्रका परिदेवना ॥

માતા પોતાના બાળકને વિષપાન કરાવે, બાપ છોકરાને વેચે, રાજા બધું લૂટી જાય, તો તેની ફરીયાદ ક્યાં જઈ કરવી? તાત્પર્ય કે, વાડશ્રી તેજ વેરી થાય, વાડ ચીભડાંને ગળે, ત્યારે ઉપાય શો? ઉપાય એજ કે–જ્ઞાતિ જનોએ તન, મન, ધન અને જ્ઞાનથી કન્યાવિક્રયીને પાપના પુંજ એકઠા કરતાં અટકાવવા.

## અભ્યર્થના.

આ કન્યા વિક્રય નામનો વિષય લખવાનો પ્રસંગ મને અનાયાસે પ્રાપ્ત થયો તેથી આવું જ્ઞાતિ હિતનું કાર્ય હાથ ધરનારા મારા જ્ઞાતિ બંધુનો આ સ્થળે ઉપકાર માનું છું. શ્રી મહેશ્વર તમને તમારા સત્કાર્યમાં સહાયતા આપો. શાંતિ અર્થે અંતમાં પ્રાર્થના:—

ॐ शन्नोमित्रः शंवरुणः । शन्नो भवत्वर्यमा ।
शंन इन्द्रो बृहस्पतिः । शंनो विष्णु रुरुक्रमः ॥
नमो ब्रह्मणे ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

મિત્રદેવ અમને સુખ કરનારા થાઓ, વરૂણદેવ અમને સુખ કરનાર થાઓ, અર્યમા અમને સુખ કરનારા થાઓ, ઈંદ્ર તથા બૃહસ્પતિ અમને સુખ કરનારા થાઓ, ને વ્યાપક પરમાત્મા (વિષ્ણુ) અમને સુખ કરનારા થાઓ. બ્રહ્મને પ્રણામ.

॥ इतिशिवम् ॥

॥ ॐ ॥

# ી ઔદીચ્ય ખરેડી બ્રહ્મસભા કરાંચી.

## — ઉદ્દેશો. —

(૧) જ્ઞાતિની ઉન્નતિના અર્થે યોગ્ય કાર્યને અમલમાં મૂકવું.

(૨) જ્ઞાતિમાં સામાજીક અને ધાર્મિક યોગ્ય સુધારાઓ કરવા.

(૩) દેશમાંથી આવતાં જ્ઞાતિબંધુઓને સહાયતાની જરૂર હોય તો સભાએ સહાયતા કરવી.

(૪) અનાથ જ્ઞાતિબંધુઓને અને અનાથ વિધવાઓને સહાયતા કરવી.

(૫) અત્રે અને દેશમાં સમસ્ત જ્ઞાતિમાં ઐકયતા કરવા સભાએ પ્રવૃત્તિ કરવી.

(૬) કોઇપણ જ્ઞાતિબંધુ કોઇક બીમારીના અકસ્માતમાં સપડાય તેની સારવાર વગેરેની સહાયતા કરવા પુરતી કોશીશ કરવી.

---

# ઔ૦ ખરેડી બ્રાહ્મણ બંધુઓની જાહેર વિજ્ઞપ્તિ.

આપણી જ્ઞાતિની ચાલુ દુઃખદ સ્થિતિ સુધારવા આપણે ગામડે ગામડે આપણા મંડળો સ્થાપી ધોરણસર નિયમિત કાર્યની શરૂઆત કરવી જોઇએ એમ મ્હારી અને અત્રેની સભાની ખાત્રી છે. અમોએ અત્રે "ઔદીચ્ય ખરેડી બ્રહ્મ સભા" સ્થાપી છે. આ સભા દ્વારા અમો કંઇક પણ અમૂલી જ્ઞાતિ સેવાનું કામ શરૂ કરી દીધું છે. અમારી સભાની શાખાએ જો દરેક ગામડાઓમાં ખોલવાના પ્રયાસો કરવામાં આવશે તો હમો પૂરતી સહાયતા કરીશું. સભાના ધારાધોરણ એક પોસ્ટ-કાર્ડ લખે મફત મોકલવામાં આવશે. આજેજ લખો.

**પ્રતાપરાય દયારામ દવે.**

મંત્રી, શ્રી ઔદીચ્ય ખરેડી બ્રહ્મ સભા.

રણછોડ લેન—કરાંચી (સિંધ)

કરાંચી ઔદીચ્ય ખરેડી બ્રહ્મ સભાના આશ્રય નીચે પ્રગટ
માસિક પત્ર.

# ઔદીચ્ય કર્તવ્ય.

જ્યારે સમસ્ત ભારતવર્ષમાં સુભાગ્યે હિન્દ જાતીયમાં જાગૃતી છે, હિન્દુ નેતાઓ તનતોડ કોશીશ કરી રહ્યા છે, જ્યારે હિન્દુ મહાસભાએ અમર હિન્દુઓને સંગઠન કરવાનો સંદેશો કહાવ્યો છે, ત્યારે શું એ હિંદુ જાતી- હિન્દુ ધર્મના રક્ષણ કરનાર, હિન્દુ ધર્મની સંસ્કૃતિના આદ્યગુરૂ, હિન્દુ ધર્મ ધર્માચાર્ય, વેદ, પુરાણ, શ્રુતિ, સ્મૃતિના પ્રચારકો એ ઉચ્ચ જ્ઞાતિ બ્રાહ્મણો પશ્ચાત રહેશે? કદાપિ નહિ.

આજથી નવસો વર્ષ પહેલા એટલે સવત ૧૦૫૯નો સાલમા ગુજરાતના મહા પ્રતાપી સમ્રાટ મૂળરાજ સોલંકીએ પોતે કરેલા પાપના પ્રાયશ્ચિત અર્થે અને ઉત્તરમા વસ્તી બ્રહ્મર્ષિઓની ઉચ્ચ સંસ્કૃતિનાં બીજને ગુજરાતમાં રોપવા આપણા વડીલોને-ઉત્તરમાંથી એક હજાર બ્રહ્મર્ષિઓને લાવેલ આજે એ એક હજાર ઔદીચ્યોમાથી ત્રણ લાખ ઔદીચ્યોની સખ્યા થવા પામી છે.

આપણી સંખ્યા ઘણીજ વધી છે. સંખ્યા વધતાં આપણામા મત ભેદોના પણ વૃદ્ધિ થઇ છે, આપણી સ્થિતિ ઘણીજ દયાજનક છે, કારણ કે ઔદીચ્ય બ્રાહ્મણોમાં એક્યતાનો અભાવ છે. નહાના નહાના વાડાઓમાં બંધાઈને આપણે આપણું બંધુત્વ ગુમાવી બેઠા છીએ. આપણી સ્થિતિ છિન્નભિન્ન અવસ્થામા છે, માટે સમસ્ત ઔદીચ્યોને એકત્ર કરવા, બ્રાહ્મણોમાં બંધુત્વનાં બીજ રોપવા, જ્ઞાતિ સુધારાઓ કરવા, નાના નાના વાડાઓમાં વેચાઇ ગએલા ઔદીચ્યોનું સંગઠન કરવા એક સમસ્ત ઔદીચ્ય જ્ઞાતિના વિષયોને ચર્ચવા માટેજ

## ઔદીચ્ય કર્તવ્ય

નામનું માસીક પ્રગટ થઇ ચુક્યું છે. જ્ઞાતિમાં જેમ બને તેમ બહોળો ફેલાવો થાય માટે લવાજમ વર્ષ એકનુ ટપાલ સાથે રૂ. એકજ રાખ્યો છે હું ઉમેદ રાખું છું કે જ્ઞાતિબંધુઓ આ સાહસને ઉત્તેજન દેવા ઉપરોક્ત માસિકનો બહોળો ફેલાવો કરવા ગ્રાહક બનશે. મિત્રોને ગ્રાહક બનાવવા કોશીશ કરશે નમુનો મફત મોકલવામાં આવશે.

લખો—

લી૦ સેવક,

**મૂળશંકર જાદવજી વ્યાસ.**

કર્તવ્ય કાર્યાલય, સેન્ડસ રોડ,—કરાંચી.